# અનુક્રમણિકા

# ૧

# કેળવણીનું દર્શન*

## ૧

આચાર્ય જેકસની ખ્યાતિ મે સાંભળી હતી, પણ એમનું કોઈ લખાણ વાચ્યુ નહોતું. शिक्षण अने साहित्यना એક અંકમાં फुरसदनु शास्त्र अने कला નામના, આ પુસ્તકના એક પ્રકરણનો અનુવાદ મારા વાચવામા આવ્યો અને તે મને વિચારપ્રેરક લાગ્યો અને ગમ્યો. આથી એ લેખકની વધારે પ્રસાદી આપવાની મેં તત્રીને વિનતી કરી. જવાબમા તેમણે જણાવ્યુ કે, આચાર્ય જેકસનાં બે પુસ્તકોનો અનુવાદ શ્રી ગોપાળદાસ તૈયાર કરી જ રહ્યા હતા. તે પૈકી એક પુસ્તક सर्वोदयनी जीवनकला અને બીજુ આ. આ વિનંતીને પરિણામે આ પુસ્તકની પ્રસ્તાવના લખી આપવાની ફરજ પણ મારી ઉપર જ નાખવામા આવી

આ પુસ્તકનો વિષય 'કેળવણીનો છે, છતાં તે શિક્ષકો માટે જ યોજાયેલુ કોઈ પાઠ્ય-પુસ્તક છે એમ સમજવાનું નથી. જેટલું તે અધ્યાપકો માટે છે, તેટલુ જ, બલ્કે વધારે, સામાન્ય માણસો માટે છે. કારણ કે, એમના મત પ્રમાણે, "કેળવણી એટલે ધધાદારી વૈતરાઓ દ્વારા ચલાવાતી, તથા જેનો નીરસ ગણગણાટ શાળા કૉલેજોની દીવાલોની અદર ચાલ્યા કરે છે, તે પ્રવૃત્તિ" નથી, પણ "આખા સમાજે આદરવાની એક મુખ્ય પ્રવૃત્તિ છે." "દરેક નાગરિકને તેમા ખાસ લેવાદેવા હશે, અને તે (કેળવણી) પણ થોડા સમય પૂરતી નહીં, પણ આખા જીવન સુધી વ્યાપેલી. તેનુ ક્ષેત્ર

* मनुष्यनो सर्वांगीण केळवणीनी प्रस्तावना.

વિશ્વવ્યાપી હશે, આદિથી અંત સુધી તે માણસનું સર્વાંગીણ ઘડતર કરવા મથતી હશે, તથા તેનું ધ્યેય જ્ઞાનસર્વસ્વને માનવ-કુશળતામાં પરિણમાવવાનું તથા તેને સામાજિક પ્રવૃત્તિના દરેક વિભાગમાં ઉત્તમતાની ઉપાસનામાં યોજવાનું હશે' (પૃ ૧૩-૧૪) વર્ધા યોજનાની પરિભાષામાં કહીએ તો, દરેક ઉદ્યોગનો ત્રણ રીતે વિચાર કરી શકાય કેળવણીના વાહન તરીકે, નિર્વાહના સાધન તરીકે, અને કળા તરીકે, એટલે આત્મવિકાસ અને આત્મતૃપ્તિના સાધન તરીકે દા ત કાંતણ કે ખેતીને સૌ બાળકોની પાયાની કેળવણીના વાહન તરીકે યોજી શકાય નિર્વાહના સાધન તરીકે ભલે તે કોઈ બીજો

કેળવણી', 'પ્રાથમિક કેળવણી', 'પ્રૌઢ શિક્ષણ', 'ઉચ્ચ શિક્ષણ', 'પાયાની કેળવણી', 'રાષ્ટ્રીય શિક્ષણ', 'સાંસ્કૃતિક શિક્ષણ', 'ધાર્મિક શિક્ષણ', 'ઔદ્યોગિક શિક્ષણ', 'વેપારી કેળવણી', 'વહેવારુ કેળવણી,' વગેરે વગેરે અનેક નામો અને ભેદો દ્વારા આપણે કેળવણીના ઝપાટાબંધ પ્રચાર માટે ઝંખના અને પ્રવૃત્તિ કરીએ છીએ. છતાં, કેળવણીનો ચોક્કસ અર્થ શો, અને તે કેમ અપાય તે વિષે આપણા મતો હજુ અસ્પષ્ટપણે અંધારામાં ગોથાં ખાય છે, એમ કહેવામાં હરકત નથી. આ સ્થિતિ આપણા જ દેશની નથી, પણ સુધારાની ટોચે પહોંચેલી લેખાતી અને સોએ સો ટકા નિરક્ષરતાનિવારણ કરેલી પ્રજાઓની પણ છે.

માણસ ધ્યેયો અને આશાઓથી ભરેલો જન્મે છે, અને તેને એક પછી એક સિદ્ધ કરવા ઉપાયો અને સાધનો યોજે છે. તે સાધનોમાં 'કેળવણી' પણ એક આવશ્યક ઉપાય છે એમ માની તે કેળવણીની પાછળ મંડે છે. એ કેળવણી તેની આશાઓને વધારતી અને પોષતી જણાય છે, અને શરૂઆતમાં સફળ કરતી અથવા કરવાનો માર્ગ બનાવતી જણાય છે. પણ પછી એ અનુભવ આવવા માંડે છે કે આશાઓ તો વધી છે, ધ્યેયો પણ કાંઈક વધારે સમજાયાં કે ખીલ્યાં છે, પણ તેને સિદ્ધ કરવાનો કોઈ માર્ગ દેખાતો નથી. પોતાનાં અને બીજાઓનાં ધ્યેયો અને આશાઓ વચ્ચે મેળ ખાતો નથી. એકનાં ધ્યેયો અને આશાઓને બીજા તોડે છે, અને બીજાઓનાંનો પોતે ભંગ કરે છે. અથવા, એકનું ધ્યેય બીજાઓની પીઠ પર સવાર થઈને જ સિદ્ધ કરી શકાય છે. અને દરેકને આયુષ્યને અંતે કાં તો કોઈક ને કોઈક વિષયમાં "મનની મનમાં હી રહી" એમ લાગે છે, અથવા પ્રયોજન વિના આયુષ્ય ખેંચાયા કરતું જણાય છે. આયુષ્યનો ઉપયોગ જણાતો નથી. પરિણામે જગત એક નંદનવન નહીં પણ હિંસ્ર પશુઓથી વસાયેલું, વારંવાર દાવાનળથી સળગી ઊઠતું, અથવા મારવાડના રણ જેવું લાગે છે. લાખોમાંથી એકાદ મનુષ્યને જ

જન્મારાને અંતે તે સફળ થયેલો લાગે છે, અને કરોડોમાંથી એકાદ જ સમગ્ર જીવનને સફળપણે ઉત્તરોત્તર ચડતી સીડી જેવું અનુભવે છે

જ્યારે આમ થાય છે ત્યારે ફરીથી તે વિચારમાં પડે છે, અને કયા ભૂલ થઈ તે શોધવા મથે છે અને હમેશા છેવટે એ નિર્ણય પર આવે છે કે, એ ભૂલ 'હાલની કેળવણી'માં જ છે, એટલે કે, કેળવણીના અભાવમાં છે અથવા ખોટી કેળવણીમાં છે. પછી તે કેળવણીની યોજના ફેરવવા મથે છે આમ દુનિયામાં કેળવણીની અનેક યોજનાઓ ઉત્પન્ન થઈ છે પણ હજુ જીવનને સફળ કરનારી કેળવણી કઈ તે શોધી શકાયું નથી

ત્યારે સ્વાભાવિક રીતે શંકા ઊઠે છે કે, ઘાણીના બળદની માફક માણસ ભણી ભણીને જ્યાંનો ત્યાં રહે છે એ શું? જીવનના અનેક વર્ષો જાતજાતની વિદ્યાઓ પ્રાપ્ત કરવામાં અને ખેડવામાં ગાળ્યા છતાં સરવાળામાં કેમ કંઈ જડતું નથી? મીંડાં તો ઘણાં નજરે પડે

૨

જીવન શું, તેનું પ્રયોજન અથવા યોગ્ય ધ્યેય શું, અને તેને સિદ્ધ કરવાનો સાધનમાર્ગ શો, તેની દરેક નવી અને સ્વતંત્ર વ્યવસ્થાને 'દર્શન' કહેવામાં આવે છે. આત્મા અથવા જગતને-નામે જીવન, એ સૌનો શોધનો સમાન વિષય હોવાથી, એ સર્વે દર્શનો જીવનનાં — અથવા, ઘણુંખરું, માત્ર માનવજીવનનાં — દર્શનો છે. પણ દરેકનો દૃષ્ટિકોણ અથવા તો સાધનમાર્ગ જુદો હોવાથી, તે વિશેષતા પ્રમાણે દરેકને જુદું જુદું નામ મળે છે. આ રીતે ન્યાયાદિ વૈદિક દર્શનો, જૈન બૌદ્ધ વગેરે અવૈદિક દર્શનો, તથા વિવિધ અતિ પૂર્વ તથા પશ્ચિમનાં પ્રાચીન તથા અર્વાચીન દર્શનો પ્રસિદ્ધ છે. કાકાસાહેબે કેળવણીને પણ એક સ્વતંત્ર દર્શન માન્યું છે, અને આ પુસ્તક જોતાં આચાર્ય જેક્સ પણ 'કેળવણી દર્શન'ના એક વિવેચક કહી શકાય.

જીવન — અથવા આત્માનું સ્વરૂપ — 'અખંડ જ્ઞાન' છે, અથવા 'અખંડ યોગ' છે, અથવા 'સતત ચાલતી કેળવણી' છે, વગેરે પ્રયોગો એક અર્થમાં ઠીક જ છે. એવાં બીજાં પણ ઘણાં પ્રતિપાદનો કરી શકાય. જેમ કે, કોઈકે કહ્યું છે તેમ, તે 'અનુભવની મહાન શાળા' છે, અથવા 'સતત સંગ્રામ' છે, 'સતત વિકાસ' છે, 'અજ્ઞાન, અસત્ય, અશુભ, મૃત્યુ શોક વગેરેમાંથી જ્ઞાન, સત્ય, શુભ, અમરતા, આનંદ વગેરે પ્રત્યે જનારો મહાન પ્રવાહ' છે; અથવા ગાંધીજી કહે છે તેમ 'સત્યની અવિશ્રાંત શોધ' છે, વગેરે વગેરે. આ બધાં પ્રતિપાદનો સાચાં છતાં અધૂરાં છે. જેમ મકાનના જુદા જુદા ખૂણાઓ પરથી લીધેલાં ચિત્રો, દરેક સાચું હોવા છતાં, એક એક ખાસ ખૂણા પરથી જ દેખાતું ચિત્ર હોય છે, પણ એકેય મકાનનું સંપૂર્ણ ચિત્ર ખડું કરી શકતું નથી, તેમ આ પ્રતિપાદનોનુંયે છે. અને આથી જ તેવા જ એક ચિત્રને મુખ્ય ગણી તેને આધારે વર્ણવેલો સાધનમાર્ગ પૂરો બની શકતો નથી. તેનું દોષનિવારણ બીજા ખૂણાઓ

પરથી લીધેલાં ચિત્રો દ્વારા જ કરી શકાય. આમ દરેક દર્શન બીજાં દર્શનોની કાંઈક કાંઈક ખામીઓ પૂરનારું અને કાંઈક ,જીવનને સમજાવનારુ છે. અને છતાં બધાં દર્શનો મળીનેયે જીવનનું પૂરું દર્શન કરાવી શકતા નથી. કારણ કે જીવન તે જીવન જ છે; અને ચિત્રો— દર્શનો તે ચિત્રો અને દર્શનો જ છે. એની વિશાળતા તેમ જ સૂક્ષ્મતા બન્ને કલ્પનાતીત છે. એક અમેરિકન લેખક, એમરેમ શાઈનફેલ્ડ (Amram Scheinfeld) કહે છે તેમ, "આકાશ તરફ જોઈને વિશ્વની અનંત મહત્તાનો ખ્યાલ કરવા તમે કદાચ ટેવાઈ ગયા હશો. સૂર્ય પૃથ્વીથી કરોડો માઈલ દૂર છે; તેજનાં ટપકાં જેવા દેખાતા તારાઓ પૃથ્વી કરતા અબજો ગણા મોટા હોવા સંભવ છે; અમુક તારાનું જે કિરણ તમે આજે જુઓ છો તે છ હજાર વર્ષ પર સળગી ગયેલા પદાર્થમાંથી નીકળ્યુ હશે; અને આપણાં મોટામાં મોટાં દૂરબીન બતાવી શકે તેનાથીયે પાર આકાશ રહેલું છે, અને તેમા કદાચ અબજો તારાઓ (એટલે સૂર્યમંડળો) ભમે છે: આ બધુ માનવાની તમારી તૈયારી થયેલી છે. આ તમારી *બહાર* રહેલી સૃષ્ટિની અનંત મહત્તા છે. હવે તમારી અંદર રહેલી સૃષ્ટિ પ્રત્યે વળો. ત્યાં અનત સૂક્ષ્મતાનો વાસ છે" (*You and Heredity*) એના કદનો વિચાર કરવા માટે એક ચણાની દાળ જેટલી જગ્યાનો વિચાર કરો. તેમા બે અબજ એટલે આખી દુનિયામાં જેટલી મનુષ્યસંખ્યા છે તેટલા માનવ જેવા પ્રાણીઓ નિર્માણ કરી શકનારાં 'સર્જક બીજો' (Spermatozoa) રહી શકે છે. એક એક સર્જક એકેક સૂર્યની જેમ અનેક ગ્રહો અને ઉપગ્રહોનો મંડળાધીશ છે. દા. ત. માનવ-સર્જકમાં અડતાળીસ 'ઉપસર્જકો' (Chromosomes) હોય છે. અને તે દરેક ઉપસર્જકમા સેંકડો સુધી સૂક્ષ્મ 'જનકો' (Genes)ની સંઘર રહે છે. આટલે સુધી જ સારામાં સારા સૂક્ષ્મદર્શક દૂરબીનની દેખાડવાની શક્તિ છે. પણ તેવો દરેક સૂક્ષ્મ 'જનક' પણ વધારે

સૂક્ષ્મ જીવોની માળા હોવાનો સંભવ છે. આવા એક સૂક્ષ્મ જનકની શક્તિનો વિચાર કરીએ તો બે જનકો વચ્ચે રહેલો કોઈ સૂક્ષ્મ ભેદ બે માણસોમાં પ્રહ્લાદ અને હિરણ્યકશ્યપ જેવા દૈવ-આસુર સ્વભાવભેદ નિર્માણ કરી શકે. વિશાળતાની જેમ જીવનની સૂક્ષ્મતા પણ આની કલ્પનાતીત છે. પરિમિત માનવ તેનું સમગ્ર દર્શન ન કરી શકે તેમાં શી નવાઈ?

હિંદુસ્તાનના કોઈ જૂના ગામડામાં જોઈએ તો તેમાં ઘણી વાર બહુ અવ્યવસ્થિત વસવાટ થયેલો માલૂમ પડે છે. ઘરો ગમે તેમ બાંધેલાં છે; ગલીઓ વાંકીચૂકી છે; હવા, અજવાળું, આવવા-જવાની સગવડ, સીધાણ, ઢાળ કશાનો કોઈએ વિચાર કરેલો જણાતો નથી. જેના મનમાં જેમ આવ્યું તેમ, બીજાઓની સગવડ-અગવડની દરકાર કર્યા વિના, બાંધી દીધું છે. ગામોની આવી દશા જોઈ આપણા સુધરેલા ઇજનેરો હવે ગ્રામરચનાના નકશાઓ કરી રહ્યા છે. પણ તેઓયે એકેક ગામને જ એકેક સ્વયંપૂર્ણ સ્વતંત્ર વસતિ સમજીને જ તે નકશા કરે છે. એવાં પાંચ છ નજીકનાં ગામો ભેગાં થઈને એક શહેર બની જાય તો, સંભવ છે કે, દરેક ગામ વ્યવસ્થિત બંધાયેલું હોવા છતાં, આખું શહેર ઢંગધડા વિનાનું બનેલું નીવડે. કારણ કે, ગ્રામરચના વખતે બીજાં ગામો સાથેના જોડાણનો અને શહેરરચનાનો વિચાર જ નહોતો.

આવી જ વાત 'કેળવણી' દ્વારા માનવજીવનની રચનાની થયેલી છે. કરોડો પ્રકારની સૂક્ષ્મ અને લાખો પ્રકારની સ્થૂળ જીવયોનિઓનું મળીને સંસારમાં જીવન પ્રકટ થયેલું દેખાય છે. તે સર્વેની આપણે પૂરી કલ્પનાયે નથી કરી શકતા તો ઓળખાણ તો ક્યાંથી જ હોય? જેટલાંને જાણીએ છીએ તે સૌનોયે પરસ્પર સંબંધ આપણે સમજતા નથી. ક્યાંક સમજીએ છીએ તો તે અધૂરો અથવા વિરોધાત્મક સંબંધ; મેળનો સંબંધ જાણતા નથી. આવી અનેક યોનિઓમાંની એક માનવયોનિ; તેનાયે સમગ્ર જીવનનો

આપણને પૂરો ખ્યાલ નથી. બહુ બહુ તો આપણને તેની છૂટક વ્યક્તિઓના કે નાનાં નાનાં જૂથોનાં જીવનના કેટલાક અંશોનું જ્ઞાન છે. જીવનરચનાના નકશા દોરવા માટે આપણા કુશળમાં કુશળ ઇજનેર પાસેયે આટલી જ જ્ઞાનસામગ્રી છે.

એવા પરિમિત નવા દર્શનકારો પણ અનેક વર્ષે એકાદ ખૂણામાં જ પાકે છે, અને તેમની અસર પરિમિત ક્ષેત્રમાં કે કાળ સુધી જ પહોંચે છે. આથી, વ્યવસ્થિત જીવનરચનાના છૂટાછવાયા પ્રયત્નો છતાં, એકંદરે માનવજીવન હજુ વ્યવસ્થા વિનાનાં હિંદનાં ગામડાં જેવું જ બેડોળ, ગંદું અને અગવડો ભરેલું છે. કવિઓએ સુંદર અને આહ્લાદક ગામડાંઓની કલ્પના કરી છે ખરી, પણ પ્રત્યક્ષ અનુભવમાં તે ગામની અંદર નથી મળતી. ત્યાં તો ધૂળ, ઉકરડા, દુર્ગંધ, અને ગીચોગીચ વાંકાંચૂકાં ઝૂપડાંઓના ઢગલા જ દેખાય છે. સુંદરતા અને પ્રસન્નતા ગામ બહાર છે. એ જ પ્રમાણે આપણે પણ જીવનની સુંદરતા અને પ્રસન્નતા જીવનની બહાર, કલ્પનાના ક્ષેત્રમાં, પરલોકમાં, કરીને રહ્યા છીએ. જીવનની અંદર, આ લોકમાં, તો દુઃખ અને શોકનો દરિયો જ મનાયો, વર્ણવાયો અને અનુભવાયો છે.

ઘણાંખરા દર્શનોએ જીવન દુઃખરૂપ જ છે એવો નિશ્ચિત મત બાંધ્યો છે. માટે સુખની તૃષ્ણા એ ખોટાં ફાંફાં જ છે; વધારેમાં વધારે દુઃખનો નાશ જ સાધી શકાય, અને તે છૂટીછવાઈ વ્યક્તિઓ જ કરી શકે; અને તે પ્રત્યક્ષપણે સ્થૂળ દુઃખોને કાઢીને નહીં, પણ તેમની અવગણના કરવાની ચિત્તને કેળવણી આપીને જ. તેમના મત પ્રમાણે, નિત્યસુખનો વસ્તુત અભાવ હોવાથી એ ધ્યેય જ થઈ શકતું નથી. બીજા કેટલાક દર્શનો નિત્યસુખનો અભાવ માનતાં નથી, અને તેની પ્રાપ્તિને જીવનનું ધ્યેય માને છે ખરાં, પણ તેઓ પણ તેનું દર્શન આ ભૌતિક લોકમાં નહી, પણ પોતાના આધ્યાત્મિક જીવનમાં અને પરલોકમાં કરે છે. એમના મત પ્રમાણેયે આ ભૌતિક લોક તો દુઃખરૂપ છે.

મોટા મોટા અવતારો, બુદ્ધો, તીર્થંકરો, પેગંબરો અને અનેક જ્ઞાની સદ્ગુરુઓએ જે વાત ઠોકી-ઠોકીને કહી છે તેમાં શ્રદ્ધા ન રાખવાનું કે શંકા લેવાનું સામાન્ય માણસનું શું ગજું? અને સંસારમાં દુઃખનો અનુભવ છે જ એ વાત તો મૂઢ જીવ પણ જાણે છે, એટલે શંકા લેવાનું પ્રયોજન પણ શું?

છતાં, એ વાતમાં શ્રદ્ધા રાખતાં, બોલતાં અને અનુભવતાં છતાં, જીવમાત્રના મનમાં સુખ મેળવવાની અને દુનિયામાં સુખ ઉપજાવવાની આશાએ અડગ સ્થાન કરી રાખેલું છે. કેટલીક વાર એવા માણસો મળે છે ખરા કે જે જાણે દુઃખો અનુભવવા માટે જ સર્જાયેલા જણાય. પણ કોઈ એવો માણસ નહીં મળે કે જે પોતાને કાયમ દુઃખ ખમવાને જ લાયક માનતો હોય. દરેકને લાગે છે કે પોતે છે તો સુખને પાત્ર, માત્ર કેટલીક કમનસીબ ઘટનાઓને લીધે જાણ્યેઅજાણ્યે દુઃખનું પાત્ર બન્યો છે; પણ આશા રાખે છે કે, દુઃખનો દહાડો જઈ પાછું સુખ આવશે, અને જ્યારે પણ કાંઈક તેનો ઉપાય જોવામાં આવે ત્યારે તેને અજમાવવા તે તૈયાર થઈ જાય છે.

આત્માના સ્વરૂપની વ્યાખ્યા કરવામાં જુદા જુદા ધર્મો અને દર્શનોમાં ગમે તેટલો ફરક હોય, છતાં આત્મા-અનાત્મા વિવેક અથવા જીવ-શરીરભેદ સર્વેમાં કરવામાં આવે છે, અને તેના પર ભાર મૂકવામાં આવે છે. અમુક શક્તિઓ, ભાવનાઓ, સંસ્કારો, વિષયો આધ્યાત્મિક ક્ષેત્રનાં અને અમુક ભૌતિક ક્ષેત્રનાં, અમુક વસ્તુઓ પરલોકની અને અમુક આ લોકની — એવો ભેદ કરવાની અને તેને અનુસરી જીવનનાં આદર્શો અને કર્મોનો વિચાર કરવાની અને તેનાં અભિમાન પોષવાની રૂઢિ સર્વત્ર છે, અને જાણે સ્વયંસિદ્ધ સત્ય હોય તેમ સ્વીકારાયેલી છે. છતાં, આ વાત વિચારવા અને સમજવા જેવી છે.

સમુદ્ર અને તરંગ વચ્ચે ભેદ છે એ આપણે સૌ કોઈ સમજી શકીએ છીએ. તરંગને સમુદ્ર ન કહી શકાય, પણ સમુદ્રનો તરંગ છે એ વાત સમજવી કઠણ નથી. છતાં તરંગનું સમુદ્રને છોડીને દર્શન કરવું શક્ય નથી, કલ્પનાયે થઈ શકે નહીં. સમુદ્રની તરંગ વિના કલ્પના કરી શકાય, પણ દર્શન થતું નથી. એક, બે, એમ તરંગોની ગણતરી તમે ભલે કરો, પણ કોઈ તરંગને સમુદ્રથી જુદો પાડીને ઉપાડી શકતા નથી. તરંગોને ખેડવામાં એક રીતે સમુદ્ર ખેડાઈ જ જાય છે પણ તરંગોને ખેડ્યા વિના એકલો સમુદ્ર ખેડવા ઇચ્છો તો તે થઈ શકે નહીં; એથી ઊલટું સમુદ્રને ખેડવાનું લક્ષ્ય ન રાખતાં, માત્ર તરંગને જ ખેડો તો તમે ઊંચાનીચા કે આગળ-પાછળ હાલ્યા કરી શકો છો, પણ આગળ વધી શકતા નથી. આમ સમુદ્ર અને તરંગના અન્વય વ્યતિરેક છે.

આત્મા અને દેહ વચ્ચે આવો સમુદ્ર-તરંગ જેવો સંબંધ છે. દેહોની — અથવા ભૌતિક — કેળવણીમાં એક રીતે આધ્યાત્મિક કેળવણી પણ થઈ જ જાય છે પણ દેહોને અવગણીને એકલી આધ્યાત્મિક પ્રગતિ સાધવા ઇચ્છો તો તે થઈ શકે નહીં. એથી ઊલટું અધ્યાત્મ તરફ લક્ષ જ ન રાખતા માત્ર દૈહિક — ભૌતિક — પ્રગતિ કરો, તો તમે કેવળ ઊંચા-નીચા કે આગળ-પાછળ હાલ્યા કરી શકો. પણ પ્રગતિ કરી શકતા નથી.

આમ આત્મા-અનાત્મા વિવેકમાં માત્ર બે વચ્ચેની વિલક્ષણતા જ સમજવા જેવી વસ્તુ નથી, પણ બે વચ્ચેનો ગાઢ અન્વય પણ ખ્યાલમાં રાખવાની જરૂર છે.

પણ બેને ખ્યાલમાં રાખવાવાળા પણ બંનેના પરસ્પર ઓતપ્રોત સંબંધનો ધ્યાન રાખવાનું ભૂલી જાય છે. આધ્યાત્મિક જીવનનું ક્ષેત્ર જુદું, ભૌતિક ક્ષેત્રનું જુદું; એકનો વિચાર કરતી વખતે બીજાને ભૂલવું એમાં તેઓ કાંઈ દોષ જોતા નથી. ઊલટું એકમાં બીજાને ભેળવી દેનાર દોષપાત્ર મનાય છે. ગાંધીજીએ સત્ય, અહિંસા

વગેરે આધ્યાત્મિક જીવનના ગુણોને ભૌતિક ક્ષેત્રમાં દાખલ કરવાથી બધી અનવસ્થા કરી મૂકવાનો એમના ઉપરનો આક્ષેપ પ્રસિદ્ધ છે. તે જ પ્રમાણે, ભૌતિક વિદ્યાની શોધોને અનુસરીને અધ્યાત્મજ્ઞાનના ક્ષેત્રમાં આવતા વિષયોનું સંશોધન કરવામાયે એટલી જ અરુચિ રહે છે. વિજ્ઞાનની પ્રયોગશાળામાં વ્યાખ્યાન આપનારો શાસ્ત્રી અને મંદિરમાં પ્રવચન આપનાર શાસ્ત્રી—બને એક જ વ્યક્તિ હોય તોયે જાણે જુદા જુદા માણસોની માફક વર્તે છે. આ પણ શરીર અને આત્મા વચ્ચેના અન્વયને ન સમજવાનું પરિણામ છે. આચાર્ય જૅક્સ કહે છે તેમ—

"મનુષ્યની સર્વાંગીણ કેળવણી સાધવી હોય, તો ભૂતકાળમાંથી ચાલ્યો આવતો એક હાનિકારક ભ્રમ સૌથી પ્રથમ આપણે તજવો પડશે. એ ભ્રમ એટલે માણસ શરીર અને મન એ બે જુદા તથા જેમ તેમ જોડાયેલા અંગોનો બનેલો છે, એવું માનવાનો ભ્રમ. તે એમાંથી પછી મનરૂપી અંશ જ દેવી ગણી લઈ, તેનો કેળવણીના ક્ષેત્રમાં સમાવેશ કરવામાં આવે છે; પરંતુ શરીરને તો ઇહલૌકિક પાર્થિવ વસ્તુ માની, શરીરવિજ્ઞાનીઓ કે વૈદો માટે પડતું મૂકવામાં આવે છે. એ ભ્રમને અનુસરવાનું છોડી આપણે તો વિકાસને દરેક પગથિયે શરીર-મનને એક અભેદ્ય એકમ માનીને, તેમના એકસરખા તીન સહશિક્ષણ માટેની યોજના કરવી પડશે" (પૃ. ૧૮–૧૯)

જીવનને જુદા જુદા ઓરડાઓમાં વહેંચી દેવાની ટેવ ભૌતિક કેળવણીનાયે જુદા જુદા વિષયોમાં ફેલાયેલી છે. આચાર્ય જૅક્સે પોતાની કેળવણીનું આપેલું નીચેનું વર્ણન આજની કેળવણીની પદ્ધતિનેયે બરાબર લાગુ પડે છે

"આપણા કેળવણીકારોને મનુષ્યના ભાગલા પાડી નાખીને જ પોતાનું કામ કરવાની આદત પડી છે, અને તેથી તેમની આખી પ્રક્રિયા તૂટક જ હોય છે. સૌથી પ્રથમ તો કેળવણીને જુદા જુદા 'વિષયો'માં ભાગી નાખવામાં આવે છે. પણ તે બધાનું એકીકરણ

કરે એવો કોઈ વ્યાપક હેતુ તેમની પાછળ હોતો નથી. . . . શિક્ષકોનો એક વર્ગ શાળાના ઓરડામાં અમારાં મનને તાલીમ આપતો; અને બીજો વર્ગ કે જે નર્યો અણઘડ હતો, તે અખાડામાં કે રમતના મેદાનમાં અમારા શરીરને તાલીમ આપતો; એક ત્રીજો સદ્ગૃહસ્થ કે જે ધર્મશિક્ષક કહેવાતો. તે અમારા ચારિત્ર્યને કેળવતો. . . . પરંતુ તે ત્રણેમાં એકલક્ષીપણું હરગિજ નહોતું. માનસિક ખાતું, શારીરિક ખાતું, ચારિત્ર ખાતું કે આધ્યાત્મિક ખાતું — એ બધાં ખાતાં વચ્ચે કશો જ સહકાર નહોતો. શાળાના વર્ગો, રમતનાં મેદાનો, અને ધર્મપીઠ એ ત્રણે એકબીજાને મદદ કરવાને બદલે એકબીજાને નડતર કરતાં હતા. આ બધી તૂટક ક્રિયામાં એક જ બીના પ્રત્યે સળંગ દુર્લક્ષ કરવામાં આવતું, અને તે એ કે, વાસ્તવિક મનુષ્ય . . . તો મન, શરીર, ચારિત્ર અને જીવાત્મા — એ બધાનો મળીને બનેલો છે. . . . અમે વર્ગમાં, મેદાનમાં કે દેવળમાં જે કાંઈ ટુકડા તૂટક તૂટક શીખ્યા હોઈએ, તેમને અમારાથી બને તેટલા સાંધી લઈ, તેમનું એકીકરણ કરવાનું કામ અમારા ઉપર જ છોડવામાં આવ્યું હતું. . . ." (પૃ. ૨૫–૨૬)

વસ્તુતાએ તેમ જ કરે છે. આપણને તો મનુષ્યજીવનને લગતાં બધાં શાસ્ત્રોનો સમન્વય જોઈએ છે, અને તે જ વસ્તુ આપણને હજુ મળી નથી." (પૃ. ૩૧)

આ ખોટને પૂરી પાડવાનો પ્રયત્ન કરવો એ આ પુસ્તકનો મુખ્ય ઉદ્દેશ છે, અને આચાર્ય જોકસે જે સરસ રીતે પ્રયત્ન કર્યો છે તે 'કેળવણીકાર' તેમ જ 'સામાન્ય વાચક' બન્નેને સરખો બોધપ્રદ અને વિચારપ્રેરક થાય એવો છે. તેઓ આને મનુષ્યની 'સર્વાંગીણ કેળવણી' કહે છે. તેમનાં કેટલાંક પ્રતિપાદનો નીચે મુજબ છે:

૧. જ્ઞાનમાત્ર 'આજ્ઞાર્થક' છે. 'આમ છે, તેમ નથી' એવી માહિતી એ જ્ઞાન કે કેળવણી નથી, પણ 'આમ કરો, તેમ ન કરો' એવી આજ્ઞા જ્ઞાન આપે, અને કેળવણી ટેવ પાડે.

૨. "મનુષ્યની સર્વાંગીણ કેળવણી સાધવી હોય તો . . . માણસ શરીર અને મન એ બે જુદા તથા જેમતેમ જોડાયેલા અંશોનો બનેલો છે એવું માનવાનો ભ્રમ . . . છોડી . . . વિકાસને દરેક પર્યાયે શરીર–મનને એક અભેદ્ય એકમ માનીને તેમના એકસરખા તીવ્ર સહશિક્ષણ માટેની યોજના ઘડવી" જોઈએ. (પૃ. ૧૮–૧૯)

૩. કેળવણી એ વ્યક્તિના આયુષ્યનો એક નાનકડા ભાગનો કાર્યક્રમ નથી, પણ જન્મથી મૃત્યુ પર્યંત ચાલનારી એક અખંડ સાધના છે. તે તેના સર્વ કામોમાં — મહેનતમાં તેમ જ ફુરસદમાં, સુખના તેમ જ દુઃખના પ્રસંગોમાં — સાધવાની છે, અને તે દ્વારા જીવનની સફળતા મેળવવાની છે એમાં દેહ કે મન, ધર્મ-અર્થ-કામ કે 'મોક્ષ' એકેયની અવગણના ન કરી શકાય, તેમ તે સર્વેને એકેકથી અળગાયે ન વિચારી શકાય. તેમાં વ્યવસ્થા, સુઘડતા અને સુંદરતા પણ જોઈએ જ. એ કેળવણી શ્રમને વિરોધી ન હોય અને ફુરસદનો દુરુપયોગ કરનારી ન હોય. એ જીવનને એવું ધ્યેય પૂરું પાડનારી હોવી

જોઈએ કે "જેને માટે પણ (મનુષ્યે) મરવા પણ તૈયાર થવું જોઈએ તેમ જ જીવવા તૈયાર થવુ જોઈએ"

આ તો એમના પ્રતિપાદનોનો થોડોક જ ભાગ મે મૂક્યો છે આખું પુસ્તક અરૂઢ સ્વતંત્ર વિધાનોથી ભરેલું છે, અને વિચારને નવી જ દિશા આપે છે. એથી કેળવણી કે જીવનનો ચોખ્ખો અને છેલ્લો નકશો મળી જાય છે એમ તો ન કહેવાય કારણ કે, શરૂઆતમા કહ્યું તેમ, જીવન એટલુ સર્વવ્યાપી છે કે તેનું સમગ્ર દર્શન શક્ય જ નથી. એક ખૂણેથી તેના નાનકડા ભાગનું જ આપણને તેનું આકલન થાય છે. દા ત આપણા સર્વે દર્શનો હજુ મનુષ્યને વિશ્વથી અને સમગ્ર માનવજીવનથીયે જુદી પાડી શકાય એવી એક એક સ્વતંત્ર વ્યક્તિ સમજીને જ નિરૂપણ કરે છે. મોક્ષ અને ભોગ, ઉદ્ધાર અને

૨

# ઉચ્ચ શિક્ષણ

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અથવા વિદ્યાસભાએ એક શતાબ્દી પૂરી કરી એ ગુજરાત માટે ગૌરવની બાબત છે. કદાચ આ પ્રકારની ગુજરાતમાં આ પહેલી જ જૂનામાં જૂની સંસ્થા છે. વિદ્યાસભાના પરિચયમા હુ અંગત રીતે ઘણો આવ્યો છુ એમ ન કહેવાય. પણ ગુજરાતના જે મહાન સાક્ષરોએ એના મૂળ નાખ્યા અને એનું સિંચન કરી એને ખંતપૂર્વક પોષી, તેમની દૂર સુધી પડેલી જીવનસુવાસ, તેમના પ્રેરણાત્મક સાહિત્ય અને તેમની નિષ્ઠાભરી સાહિત્યસેવાએ મારા પર અનેક શુભ સંસ્કારો નાખ્યા છે, મારો સાહિત્યરસ વધાર્યો છે, અને જે જમાનામા માતૃભાષાનુ જ્ઞાન હાઈસ્કૂલો અને કૉલેજોમા તો મળી જ શકતું નહીં, જેને રસ પડે તેણે ખાનગી વાચન અને અભ્યાસથી જ વધારવુ પડતુ, તે જમાનામા — અને તળ ગુજરાતની બહાર જીવન ગાળનારને — ગુજરાતી વાચતો અને એ શુદ્ધ જ લખાવુ જોઈએ એવો આગ્રહ રાખતો કરવામા, આ વિદ્યાસભા સાથે જોડાયેલા અનેક વિદ્વાનોનો ઘણો મોટો ફાળો છે. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ, કે શ્રી મહિપતરામ નીલકંઠ, શ્રી નવલરામ પંડિત, શ્રી રમણભાઈ, કે શ્રી વિદ્યાબહેનનાયે અંગત સમાગમમા આવવાનુ મને ભાગ્ય સાપડયુ છે એમ ન કહેવાય. શ્રી રમણભાઈને મે જોયા છે, સાભળ્યા છે, એકાદ વાર એમની નજર તળે આવ્યો છુ. શ્રી વિદ્યાબહેનને જોયા છે એટલુ જ. પણ એમના સૌના સાહિત્ય દ્વારા મારુ ગુજરાત અને અર્વાચીન ગુજરાતી ભાષાનુ જ્ઞાન અને ગુજરાતી તરીકે ઘડતર થયુ છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ જે સાહિત્ય પ્રગટ કર્યું છે, અને તેને પ્રગટ

કરવા માટે જે પ્રકારની સુવ્યવસ્થા રચી રાખી છે, અને તેને સો વર્ષ સુધી સતત ચલાવી છે, તે વ્યવહારકુશળ અને ડાહ્યા ગણાતા ગુજરાત માટેયે એક સાધારણ વસ્તુ નથી રાજકીય અને ધાર્મિક આગેવાનો કરતા સાહિત્યના આગેવાનોમા અહમહમિકા અને સસ્થા તોડુ સ્વભાવ ઓછા નથી હોતા ગુજરાત વિદ્યાસભાને આ સ્વભાવે કદી કનડી છે કે કેમ તે હુ જાણતો નથી પરતુ તે પોતાની શતાબ્દી ઊજવવા ભાગ્યશાળી થઈ છે, એ એટલું તો અચૂક દેખાડે છે કે વિઘ્નો ઓળગીને જીવનનુ ધારણ અને પોષણ કરવાની એની શક્તિ જોરદાર છે. એનું શ્રેય એના મૂળ સ્થાપકો અને દાતાઓના શુદ્ધ સકલ્પ, શુદ્ધ ચારિત્ર્ય અને શુદ્ધ જીવનને જ આપવુ જોઈએ કવિ દલપતરામથી માડીને શ્રી વિદ્યાબહેન સુધી સ્થિર ધર્મભાવના અને નીરોગી દીર્ઘાયુષ સાથે જીવનને સત્રમ રાખનારી તેમની સરળતા, ગભીરતા તેમ જ શુદ્ધ વિનોદી વૃત્તિએ વર્નાક્યુલર સોસાયટીને આવી કારકિર્દી આપવામા અવશ્ય મોટો ભાગ ભજવ્યો હશે.

આ બધા માટે હું ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને ભાવપૂર્વક મારી મુબારકબાદી આપુ છુ, અને આશા રાખુ છુ કે ભાવિ પ્રજા ગુજરાતની આ સુ દર સસ્થાને અખડ, શુદ્ધ માર્ગે પ્રગતિશીલ અને પ્રાણવાન રાખશે, અને એની કીર્તિ વધારશે મારો સસ્થા પ્રત્યેનો આદર વ્યક્ત કરવા માટે મને જે આ તક આપી છે, તે માટે હું શ્રી વિદ્યાબહેનનો અત કરણપૂર્વક આભાર માનું છુ

આ પ્રસગ પર મને એક ભાષણ લખી મોકલવા શ્રી વિદ્યાબહેને ઇચ્છા દર્શાવી એમની ઇચ્છાને આજ્ઞારૂપ ન સમજવી એ મારે માટે કઠણ થઈ પડ્યુ. પણ મારે શુ કહેવુ એ હું ઠરાવી ન શક્યો. હરિજન પત્રોમા મારે શુ કહેવુ એ જ મારો હાલમા વિચારનો મુખ્ય વિષય હોવાથી, બીજે મારે લખવા-બોલવાનો પ્રસગ આવે ત્યારે હું મૂઝાઈ જાઉ છુ. મે શ્રી વિદ્યાબહેનને જ વિનતી કરી કે એમની આજ્ઞાને એમણે પૂરી કરી વિષય પણ સૂચવવો.

એમણે બે વિષય સૂચવ્યા. યુનિવર્સિટી રચના અથવા યુનિવર્સિટી-શિક્ષણનું માધ્યમ. મેં એ આજ્ઞા માથે ચડાવી, બન્નેને ભેગા કરી 'ઉચ્ચ શિક્ષણ' વિષે કહેવાનુ વિચાર્યું છે.

સંભવ છે કે હું જે કહીશ તેમાંનું ઘણું ક્યાંક અને ક્યારેક આગળ કહી ગયો છું. નવું ભાગ્યે જ કાંઈ હોય. અહીં એને કાંઈક વ્યવસ્થિત કરીને મૂકી દઈશ એટલું જ.

ઉચ્ચ શિક્ષણની બાબતમાં મારા વિચારો આજે જે દિશામાં પ્રવાહો જાય છે તેથી જુદી દિશામાં વહે છે, એ મારે શરૂઆતમાં જ કહેવું યોગ્ય થશે. આ સદીના આરંભમાં શ્રી ગોપાળ કૃષ્ણ ગોખલેએ વડી ધારાસભામાં ફરજિયાત પ્રાથમિક શિક્ષણનું બિલ દાખલ કર્યું, ત્યારે હુ મૅટ્રિક્યુલેશનમા કે કૉલેજમાં હતો. તે વખતે પ્રાથમિક શિક્ષણને અગે મારા વાચવામા તે વખતના વિચારકો અને લેખકોનું કેટલુક સાહિત્ય આવ્યુ. અને ત્યારથી મારો રસ ઉચ્ચ શિક્ષણ કરતાં પ્રાથમિક શિક્ષણમાં વધતો ગયો. હિંદુસ્તાનનો ઉકેલવા યોગ્ય કોયડો અને સારી રીતે ખીલવવા યોગ્ય પ્રવૃત્તિ પ્રાથમિક કેળવણી છે, ઉચ્ચ શિક્ષણ નથી, એવી મારી શ્રદ્ધા અથવા વિચારસરણી લગભગ ૧૯૦૭થી જ બધાઈ હતી ચાળીસ વર્ષ પછીયે મારી શ્રદ્ધા અને વિચારસરણી તત્ત્વતઃ બદલાઈ નથી. અલબત્ત, એના વિશિષ્ટ સ્વરૂપ વિષેના ખ્યાલોમાં ઘણો સુધારો-વધારો થયો છે.

તે કાળે ગુજરાત જાણે છે તેમ હુ સ્વામિનારાયણ સંપ્રદાયનો ચુસ્ત અનુયાયી હતો એ સંપ્રદાયની વિપુલ સાધનસંપત્તિ હુ જાણતો હતો. મારા મનની મહત્ત્વાકાક્ષા હતી કે એ સંપ્રદાય મારફતે એક વિશાળ શિક્ષણસસ્થા સ્થપાય અને મારી કલ્પના મુજબની પ્રાથમિકથી માંડી ક્રમશઃ ઊંચે ઊંચે વધતી શિક્ષણની પ્રવૃત્તિ સર્વત્ર યોજાય. એવું થાય તો મારુ જીવન હુ એવી સસ્થાને અર્પણ કરી દઉં.

સ્વામિનારાયણ સંપ્રદાય પ્રત્યે મારી નિષ્ઠામા — મારા પોતાના શ્રેયની ઇચ્છા ઉપરાત — આ આકાક્ષાનોયે ભાગ હશે. ગુજરાતી ભાષાનો તેમ જ કેટલેક અંશે સસ્કૃતનો રસ લાગવામા, કૉલેજના વિષયોમા વિજ્ઞાન તેમ જ અર્થશાસ્ત્ર પસદ પડવામા પણ આ કારણ ભૂત હશે પણ તત્કાળ તો સજોગો મને વકીલાતના ધધામા ખેચી ગયા, અને એ ઇચ્છા ગાધીજીની રાષ્ટ્રીય ગુજરાતી શાળા વિષે સાભળ્યુ ત્યાર સુધી મનમા જ મનોરથો ઘડતી રહી

વિચારો હતા, અનુભવ તો હતો નહી, કોઈને કદી ખાનગી ટ્યૂશન પણ આપ્યુ નહોતું, એટલે માર્ગદર્શકની જરૂર હતી જ. આથી જ્યારે એક બાજુથી સાર્વજનિક જીવનમા જોડાવાની મને કૌટુબિક અનુકૂળતા ઉત્પન્ન થઈ અને બીજી બાજુથી ગાધીજીએ રાષ્ટ્રીય ગુજરાતી શાળામા જોડાવા સૂચના કરી, ત્યારે તેનો નિર્ણય કરતા મને બહુ વખત લાગ્યો નહી

ગાધીજીનોયે બધો ઝોક પ્રાથમિક કેળવણી પર જ હતો અને એ બાબતમા મે જે કાચા વિચારો ઘડી રાખ્યા હતા, તેની તેમની પાસે સુધારેલી, મૂર્તિમાન યોજના હતી એમા સ્વામિનારાયણ સપ્રદાય નહોતો, તે સિવાય મે વિચારેલુ તેથી ઘણુ વધારે અને મને ગમે એવુ બધુ હતુ

એ શાળાનુ કામ કરતા કરતા ગુજરાત વિદ્યાપીઠનો જન્મ થયો એનું ક્ષેત્ર ઉચ્ચ કેળવણીની મર્યાદામા જ નહોતું. પ્રાથમિકથી માડી ઉચ્ચ કેળવણી સુધીના સર્વ શિક્ષણક્ષેત્રની એણે કલ્પના રાખેલી હતી અને સયોગવશાત્, એનો જન્મ અસહકારની રાજકીય ચળવળના એક અગરૂપે થયો આથી, પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ ત્રણે ક્ષેત્રો અને ત્રણે પ્રકારની સસ્થાઓ તેની પસે શરૂઆતથી જ આવી પડી પણ રાજકીય સજોગોએ જે ભાગ એમા ભજવ્યો, તેને પરિણામે તેના સચાલનમા મહાવિદ્યાલય અને

વિનય મંદિરોનું મહત્ત્વ પ્રાથમિક શાળાઓ કરતાં વધી ગયું. આ અનિવાર્ય હતું; પણ તેથી વિદ્યાપીઠ-પ્રવૃત્તિમાંથી મારો રસ મંદ પડી ગયો, અને રસ વિના મહામાત્રનું કામ ચલાવવા જતાં હું ઊલટો બીજા કાર્યકર્તાઓને અડચણરૂપ પણ બન્યો. ગુજરાતની સેવા કરવાની ઇચ્છાથી આવેલો પરદેશી જેવો હું ગુજરાતના માર્ગમાં અડચણો ઊભો કરનારો થાઉં એ મને ખૂંચ્યું, અને હું અંતર્મુખ થયો. ખાનગીપણે મારો જીવનનો રસ પણ તે વખતે વધારે ને વધારે આધ્યાત્મિક ચિંતન તરફ વધતો હતો, તેથી થોડા મહિનામાં જ હું ગાંધીજીની પરવાનગી લઈ વિદ્યાપીઠમાંથી ખસી ગયો, અને દોઢએક વર્ષ નિવૃત્ત રહ્યો. પછી સરદારની ઇચ્છાને માન આપી પાછું મારે મહામાત્રપદ સ્વીકારવું પડ્યું ખરું, અને એકાદ વર્ષ મેં તે નિભાવ્યું, પણ તે વખતે હું ઘણી રીતે બદલાયેલો માણસ હતો અને વાતાવરણ તથા પરિસ્થિતિ પણ બદલાયેલાં હતાં. તે વખતે શિક્ષણ સંબંધી મારા વિચારો વધારે પાકા થયેલા હોવા છતાં મારા દુરાગ્રહો જેવા લાગતા આગ્રહો મટી ગયા હતા, અને હું લડકણો અને હઠીલો ગણાતો મટી સાથીઓને ગમી શકું એવો બની શક્યો હતો.

પણ દિવસે દિવસે રાજકીય વાતાવરણ બદલાતું જતું હતું, અસહયોગનો જુવાળ ઓસરતો જતો હતો, અને ઉચ્ચ શિક્ષણ તથા વિનય મંદિરો પાછળ ખૂબ શ્રમ અને ધન ખરચ્યાં છતાં એ સંસ્થાઓ સંકેલાતી કે છૂટી થતી જતી હતી. એ કોઈ રીતે અટકાવી શકાય એમ નહોતું જ ઊલટું, રાજકીય દૃષ્ટિએ દાખલ થયેલા આચાર્યો અને અધ્યાપકો રાજકીય આંદોલનોનું સ્વરૂપ બદલાતાં જતે જ તેમાં ખેંચાઈ ગયા, અને વિદ્યાપીઠ ક્ષીણપ્રાય થઈ. મુંબઈ યુનિવર્સિટીના અને હાઈસ્કૂલોના હરીફ રૂપે ઉત્પન્ન થયેલાં મહાવિદ્યાલય અને વિનય મંદિરો સંકેલાઈ ગયાં, અને તેટલા જ ક્ષેત્રને રાષ્ટ્રીય શિક્ષણ સમજનારું રાષ્ટ્રીય શિક્ષણનું કાર્ય બંધ પડ્યું.

મારું પ્રથમથી જ માનવું હતું કે મુંબઈ યુનિવર્સિટીની કે હાઈસ્કૂલોની બિનસરકારી હરીફ સંસ્થાઓ ચલાવવી એ રાષ્ટ્રીય શિક્ષણનું ખરુ કામ કે ક્ષેત્ર નથી જ. મારી કલ્પનાના ગૂજરાત વિદ્યાપીઠે કાંઈ કરવા જેવું હોય તો તે નવી જ ઢબે સાર્વત્રિક પ્રાથમિક શિક્ષણના ક્ષેત્રમાં હતું અને છે.

છતાં, જેટલો કાળ ગૂજરાત વિદ્યાપીઠે વિનય મંદિર અને મહાવિદ્યાલયના ક્ષેત્રમાં કામ કર્યું, તેટલા વખતમાં તેણે શિક્ષણના તે ક્ષેત્રમાયે કેળવણીની દૃષ્ટિએ ઘણો સારો ફાળો આપ્યો, અને કેટલાક સિદ્ધાન્તોને સર્વમાન્ય કરાવવામાં સફળ થયું. દા. ત.

૧. ગમે તેવું ઉચ્ચ શિક્ષણ ગુજરાતી દ્વારા આપવામા કોઈ ભારે મુશ્કેલીઓ નથી, એ એણે જેટલા વિષયોમાં માથું માર્યું તેમાં દેખાડયુ. અલબત્ત, સર્વે વિષયોમાં તે એમ ન કરી શક્યું, કારણ કે કેટલાક વિષયોના અધ્યાપકો જ ગુજરાતી ન હોવાથી તેમને માટે એ અશક્ય હતું પણ ગુજરાતી અધ્યાપકોએ તો ગુજરાતીમા ઉચ્ચ શિક્ષણ કેમ આપી શકાય એ ભય છોડયો. તેમને પાઠ્યપુસ્તકોની કે પરિભાષાની ઊણપ લાગી, પણ તેને અભાવે ગાડું અટકી પડે એમ ન અનુભવ્યુ. શીખવતાં શીખવતાં તેમણે કેટલાક પુસ્તકો લખ્યા અને પરિભાષા પણ રચી. શીખવવાના અનુભવ સાથે થયેલા હોવાથી, એ પુસ્તકો કોઈ એકાદ અંગ્રેજી

મને મંદ પુરુષાર્થ, આળસ કે વહેમની નિશાની લાગે છે. જે શિક્ષક ઘેરથી પાઠ્યપુસ્તકમાંથી પાઠ ગોખી લાવી, વર્ગમાં તે ઓકી કાઢતા હોય, તેને જ સ્વભાષાનાં પાઠ્યપુસ્તક અને તૈયાર પરિભાષાનો અભાવ અડચણરૂપ લાગે. અંગ્રેજી આવડતું હોય, તે ભાષાનાં પાઠ્યપુસ્તક પોતા પાસે હોય, વિષયનું જ્ઞાન હોય, તેને જો તુરત પરિભાષા ન સૂઝે તો તે પરિભાષા પૂરતો અંગ્રેજી શબ્દનો ઉપયોગ કરી લે, પણ પોતાની ભાષામાં વિષય સમજાવવાનો આત્મવિશ્વાસ તો તેનામાં હોવો જોઈએ, અને જરા અજમાવી જુએ તો તે બેચાર પ્રયત્નમાં આવી જાય. એથી પોતાની શીખવવાની અને વિદ્યાર્થીઓની ગ્રીલવાની શક્તિ પણ વધેલી જુએ. પરિભાષાની રચનામાં તો વિદ્યાર્થીઓ પણ મદદ કરી શકે. બીજા અધ્યાપકો તો હોય જ. એક જ વિષય શીખવનાર જુદાં જુદાં મહાવિદ્યાલયોમાં કોઈક વાર જુદા જુદા પારિભાષિક શબ્દો રચાય એવું બને. તે પરસ્પર પત્ર-વ્યવહાર કે તે અંગે ચાલતા માસિક દ્વારા સુધરી શકે. વિદ્યાપીઠ એ બધાં ભેગાં કરવાનું અને પસંદગીનું કામ પણ કરી શકે. ટૂંકમાં પાઠ્યપુસ્તક તથા પરિભાષાની યોજના પહેલી અને શિક્ષણનું વાહન બદલવાનો વિચાર તે પછી એને ઊલટો ક્રમ ન કહો તોયે તે અનાવશ્યક શરત છે.

૨. ગુજરાત વિદ્યાપીઠની પ્રવૃત્તિએ ગુજરાતની બીજી સેવા કરી હોય તો તે ગુજરાતી ભાષાનું ગૌરવ વધારવાની કરી છે. અંગ્રેજના જેવું જ અંગ્રેજી બોલતા ને લખતાં આવડે એ આપણા ભણેલાઓનો મોહ અને જેને સારું આવડતું હોય તેને તેનું ગુમાન; પણ તેને ચાર વાક્યો પણ શુદ્ધ ગુજરાતીમા લખતા ન આવડે તેનું ભાન પણ નહીં, શરમ પણ નહીં, એ આપણી સ્થિતિ હતી. seenનો ઉચ્ચાર કે જોડણી sin જેવો કરે, lawનો ઉચ્ચાર lo જેવો કરે, અથવા I had went બોલી દેવાય તો ભોયમાં પેસી જવું પડે એટલી એની હામી કરનારા, 'શિક્ષા' ને 'શીક્ષા'નો,

કે 'સીમંત' ને 'શ્રીમંત'નો ભેદ ન સમજે, 'સ્થિત' (અટકાવેલું) ને બદલે 'સ્થગિત' (છુપાવી રાખેલું)નો ઉપયોગ કરે તેનો તેમને ખ્યાલ પણ ન હોય, શરમ પણ ન હોય. આ સ્થિતિમાં ફરક પડવામાં ગૂજરાત વિદ્યાપીડના સ્નાતકોની વધારે શુદ્ધ ભાષાએ, હું માનું છું કે, સારો ફાળો આપ્યો છે. તેને લીધે પોતાની માતૃભાષા શુદ્ધ નથી એ પોતાની ઊણપ છે એ ભાન પેદા થયું.

યુનિવર્સિટીની પરીક્ષાઓ વગેરેની રીતો બાબતમાંયે ગૂજરાત વિદ્યાપીડના દાખલાથી કેટલાક સુધારા થયા.

છતાં મુંબઈ યુનિવર્સિટીની સમકક્ષાની એક બીજી બિનસરકારી યુનિવર્સિટી યોજવી એ રાષ્ટ્રીય શિક્ષણનું મુખ્ય કામ છે એવું મારે મન કદી વસી શક્યું નહીં. મુંબઈ યુનિવર્સિટી એ આમજનતાને ઉપયોગી શિક્ષણસંસ્થા નથી. એ થોડા ખાસ પ્રકૃતિ, આવડત વગેરેના માણસો માટે અને થોડાંક ચૂંટેલાં ક્ષેત્રોમાં ઉપયોગી થવા માટેનું શિક્ષણ આપે છે. આમજનતાને ઉપયોગી થાય એવું બાલ્યાવસ્થાથી માંડીને ઉચ્ચ કક્ષા સુધીનું શિક્ષણ આપનારી કોઈ સંસ્થા ન હોવાને લીધે, અને યુનિવર્સિટી શિક્ષણની બહુ પ્રતિષ્ઠા અને એક કાળે મોટી કિંમત હોવાને લીધે એ તરફ જરૂર કરતાં વધારે તરુણો તણાયા અને હજુયે તણાતા રહ્યા છે. પરિણામે, એક બાજુથી સ્કૂલો અને કૉલેજો વધતી જાય છે, છતાં જેટલાં વિદ્યાર્થીઓ તેનો લાભ લેવા ઇચ્છે છે અને પરીક્ષાઓનાં પરિણામ અનુસાર લાયક ઠરાવવામાં આવે છે તેમને માટે તે પૂરી પડતી નથી. અને બીજી બાજુથી, સ્કૂલો અને કૉલેજોનું શિક્ષણ સંતોષકારક નથી અને તે બેકારોની જ સંખ્યા વધારે છે, એવી બૂમો સદાયે ચાલ્યા જ કરે છે. એક બીજી પણ નવાઈ જેવી વાત એ છે કે જેટલા વિદ્યાર્થીઓ પરીક્ષામાં બેસે છે તેમાંથી કોઈ પરીક્ષામાં તે અઢાર વીસ ટકા જેટલા જ પાસ થાય છે; કોઈમાં ત્રીસ પાંત્રીસ ટકા, અને કોઈમાં પચાસથી સાઠ ટકા. પચાસથી સાઠ ટકા પરિણામ આવે ત્યારે તે

સંતોષકારક પરિણામ છે એમ આપણે માનીએ છીએ, ત્રીસથી પાંત્રીસ ટકા હોય તો જરા અસંતોષ બતાવીએ છીએ; એથી ઓછું આવે ત્યારે ફરિયાદ કરીએ છીએ. પચાસથી સાઠ ટકા પરિણામથી સંતોષ થાય છે, એ બતાવે છે કે આપણે પણ એમ જ અપેક્ષા રાખીએ છીએ કે વિદ્યાર્થીઓનો ત્રીજાથી વધારે ભાગ કાં તો યુનિવર્સિટીશિક્ષણ માટે લાયક નથી અથવા એ શિક્ષણ એ વિદ્યાર્થીઓ માટે યોગ્ય નથી. એટલે ત્રીજા કે તેથી મોટા ભાગના વિદ્યાર્થીઓ કે તેમને માટે ખર્ચોનાં ધન, શ્રમ અને સમયનો દુરુપયોગ થાય છે. આટલો બધો અપવ્યય થવા છતાં આપણે એ પરિણામને સંતોષકારક માનીએ છીએ, તે આપણું સંતોષ પકડવાનું ધોરણ કેટલું અલ્પ છે તે બતાવે છે. સાચું જોતાં જો વિદ્યાર્થીઓને યોગ્ય પ્રકારનું શિક્ષણ મળતું હોય, અને પોતાને માટે જે યોગ્ય હોય તે જ પ્રકારનું તે શિક્ષણ લેતા હોય, તો લગભગ સોએ સો ટકા નહીં તોયે નેવું પંચાણુ ટકા વિદ્યાર્થીઓ કેમ પાસ ન થવા જોઈએ? પાંચ દસ માટે એમ માની લેવાય કે કોઈક સંજોગવશાત્ તેઓ કોઈક પરીક્ષામાં નિષ્ફળ નીવડે. કોઈ સ્વિમિંગ બાથમાં સો માણસો તરવા શીખવા માટે દાખલ થાય, તેમને દાખલ કરવામાં આવે, જેટલો અભ્યાસક્રમ હોય તેટલો બધો કરાવવામાં આવે, અને પછી પરીક્ષા લો ત્યારે ચાલીસ ટકાને તરતાં આવડતું નથી એમ જો પરિણામ આવે તો તેનો અર્થ શો? કાં તો ચાલીસ ટકા દાખલ થયા છતા તરવા જતા નહોતા, અથવા તેમને કોઈએ તરતાં શીખવ્યું નહીં, એવો અર્થ થાય એમ હું માનું છું. એમને પરીક્ષામાં બેસવા દીધા તે પરથી એ તરતાં શીખવા જતા નહોતા એમ તો ન કહેવાય. બરાબર હાજરી આપી ન હોત તો બેસવાની મંજૂરી જ ન મળત. ત્યારે બીજો જ અર્થ કરવો પડે કે ત્યાં જેટલા વિદ્યાર્થીને દાખલ કરવામાં આવે છે તેટલા બધાને શીખવવાની બરાબર વ્યવસ્થા નથી. તેમ જે સંસ્થાઓમાંથી

ચાળીસથી પચાસ ટકા વિદ્યાર્થીઓ દર વર્ષે નાપાસ ખાતે જ નીકળતા હોય, તે સસ્થાઓમા શીખવવાની વ્યવસ્થા બરાબર નથી એ સિવાય બીજુ શુ કહેવાય ?

આનું કારણ પણ છે. આપણી શિક્ષણની પદ્ધતિ જ યાંત્રિક છે. "પ્રાજ્ઞ અને જડને સરખી રીતે ગુરુ વિદ્યા આપે છે" એ પ્રાચીન પ્રણાલિકાને આપણી શિક્ષણસસ્થાઓ અનુસરે છે. એટલે કે ગુરુ ગ્રામોફોનની રેકર્ડ થઈને બેસે છે, અને વિદ્યાર્થી તે રેકર્ડ સાભળીને પોતાને ઘટે લેવો અને તેટલો બોધ લે છે અથવા નથીયે લેતો. રેકર્ડ વાગે છ ત્યારે સાભળનારા તેને સાભળે કે નહી, અથવા કેટલી સાભળે છે તે જાણવાની ગ્રામોફોનને કલ્પના નથી હોતી એ તો ચાવી મળી માટે વાગી જાય છે. કોલેજના અધ્યાપકનુ પણ શુ એમ જ છે? સાવ એમ તો નહી. છતા એટલુ તો નક્કી કે શિક્ષણસસ્થાઓમા ઘણા ઓછા અધ્યાપકોનું ગુરુપણુ હોય છે, તેમની અને વિદ્યાર્થીઓ વચ્ચે ગુરુશિષ્યભાવ જ નથી બધાતો. જે એકાદ લાયક અધ્યાપક સાથે બે ચાર વિદ્યાર્થીઓને દર વર્ષે બધાય છે, તેટલા જ સાચો લાભ ઉઠાવે છે બાકી એ પોતાને ગ્રામોફોનની જેમ વગાડી જાય તેમાથી પોતાને રુચે તેટલુ લઈને અધ્યાપક પોતાને માર્ગે અને વિદ્યાર્થીઓ પોતાના શોખોના માર્ગે જાય છે

વિદ્યાર્થીઓના સાચા ગુરુઓ કોણ હોય છે, તે બાલમદિરથી માડીને યુનિવર્સિટી સુધીની સસ્થાઓના વિદ્યાર્થીઓના જલસાઓમા બરાબર દેખાઈ આવે છે, તથા રોજના તેમના ફરવાહરવા, શરીર શણગારવા વગેરેમા દેખાઈ આવે છે સિનેમાના નટનટીઓ, નૃત્યકારો, ગાયકો, વાર્તાલેખકો એ વિદ્યાર્થીસમાજના હૃદયમા બિનરેલા ગુરુઓ છે. એમની સાચી યુનિવર્સિટીઓ થિયેટરોમા છે. તેને જોઈ તેઓ પોતાની અભિલાષાઓ ઘડે છે, શોખો ઘડે છે, એટલે કે ચારિત્ર્ય ઘડે છે. સ્કૂલો કે કોલેજો તેમને કેવળ 'ક્લાસિમ' કે વર્ગો

છે; એટલે કે જેમ કેટલાક નામાના ક્લાસમાં જાય છે, કેટલાક શૉર્ટહેન્ડ ક્લાસમાં જાય છે, કોઈ સીવણકામના ક્લાસમાં જાય છે, તેમ વિદ્યાર્થીઓનો એક મોટો સમૂહ સ્કૂલો અને કૉલેજના ક્લાસમાં જાય છે. ઉદ્દેશ એટલો જ કે કમાણીનું કાંઈક સાધન પ્રાપ્ત કરવું. પણ નામાના, શૉર્ટહેન્ડના કે દરજીના ક્લાસમાં ગયો હોય, ત્યાંનું પ્રમાણપત્ર મેળવ્યુ હોય, પણ જો તે હિસાબ લખી ન બતાવી શકે, શૉર્ટહેન્ડમાં કાગળ લખી લઈ ન શકે, કે ડગલો સીવી ન આપી શકે તો તેના પ્રમાણપત્રની કાંઈ કિંમત નહીં રહે; કામ જોઈને જ તેની કિંમત થાય. પણ સ્કૂલો અને કૉલેજોના પ્રમાણપત્રની આપણે પહેલાંથી પ્રતિષ્ઠા માની રાખી છે. આથી ભ્રમ વધે છે, અને ત્યાંથી કશું પૂરું શીખ્યા વિનાયે એનું પ્રમાણપત્ર મેળવવા માટે વિદ્યાર્થીઓ તલપાપડ થાય છે.

અને પછી શિક્ષણની એક ઊલટી વ્યવસ્થા નિર્માણ થઈ છે. ઉચ્ચ શિક્ષણ યોજતી વખતે વિદ્વાન અધ્યાપકોનો આદર્શ જવાહરલાલ નેહરુ, રાધાકૃષ્ણન્, ચંદ્રશેખર વ્યંકટરામન્ હોય છે. કુશાગ્ર બુદ્ધિના વિદ્યાર્થી વીસ કે બાવીસ વર્ષની વયમાં જેટલું શીખી શકે તેટલું બધા જ શીખી શકે એમ માનીને વીસમે વર્ષે તો બી. એ. સુધીમાં તેમણે જેટલા વિષયો સારી રીતે ગ્રહણ કરી લીધા તેટલા બધા વિષયો બધાને શીખવવા અને આવડવા જ જોઈએ એમ માની બી. એ.નું ધોરણ બાંધવામાં આવે છે. પછી એટલું ચાર વર્ષમાં શીખવવુ જોઈએ. તે પરથી ચાર વર્ષમાં શીખવા માટે એણે કેટલા તૈયાર થઈને આવવુ જોઈએ તે ઠરાવવામાં આવે છે. તે મૅટ્રિકનો અભ્યાસક્રમ બને છે અને તે સોળ વર્ષમાં પૂરો થવો જોઈએ એમ માનીને છથી સોળ વર્ષ સુધીમાં તેની કેળવણી થાય છે. આમ શિખાઉનું ધોરણ અને હોશિયાર વિદ્યાર્થીની ઉંમર ઠરાવી, તેના નીચેના ભાગ પાડીએ છીએ. આને પરિણામે શિક્ષણનો વિકાસ વૃક્ષની જેમ બીજમાંથી ઊંચો નથી થયો, પણ વિદ્યાઓ જેમજેમ

ઉપર વધતી જાય છે અને વિકસતી જાય છે તેમ તેમ તેની નીચે વહેંચણી કરવાની યોજના બદલાતી જાય છે, અને તે પ્રાથમિક, માધ્યમિક વગેરે કેળવણી બને છે એ ઉપયોગી થાય છે મુઠ્ઠીભર માણુસોને, એના સદુપયોગ તેથીયે ઓછા કરે છે, પણ તે જાણે બધા માટે જ હોય તેમ તેની લહાણી કરવાનો પ્રયત્ન થાય છે

રાષ્ટ્રીય શિક્ષણના નામથી શિક્ષણનું જે સ્વરૂપ આશ્રમમા ગાંધીજી તથા તેમના સાથીઓ યોજવા મથ્યા, તે આથી જુદા પ્રકારનું છે એનું ધ્યેય એ નથી કે સોમાથી બે ચાર ઘણા કુશળ વિદ્યાર્થીઓને શોધી કાઢવા અને તેમને પારગત કે 'રેકર્ડ બ્રેકર્સ' બનાવવા, પણ જેમાથી કોઈને બાતલ રાખી ન શકાય અને જે સૌને જરૂરી લાયકાત આપે જ આપે એવી કેળવણી છે એક બીજા દૃષ્ટાંતથી આ સમજાવુ વ્યાયામશાળાના બે પ્રકારના ધ્યેય હોઈ શકે એકનુ એ હોઈ શકે કે ઘણા વિદ્યાર્થીઓમાથી એકાદ બે નામના કાઢે એવા બે ચાર પહેલવાન નિર્માણ કરવા, જે તરવામા કે દોડવામા કે કૂદવામા કે કોઈક બીજી શારીરિક શક્તિમાં દુનિયાના પહેલા બેચારમા આવે અને ચાંદો તથા ઇનામો મેળવી શકે એવા વિદ્યાર્થીની દૃષ્ટિએ તે બધા વિદ્યાર્થીઓ માટે કસરતોના ક્રમ યોજે એવા વિદ્યાર્થીઓ તો ક્વચિત જ થાય. પણ તેમની પાછળ બધી મહેનત ખર્ચે બીજાઓ એને પહોચી વળી શકે નહી, અને ઊલટા હેરાન પણ થાય, કે તેમની બેપરવાઈ થાય યુનિવર્સિટીકેળવણીની આ સ્થિતિ થઈ છે બીજી વ્યાયામશાળા 'રેકર્ડ બ્રેકર્સ' નિર્માણ કરવાનું ધ્યેય જ ન રાખે. એવા વિદ્યાર્થીઓ પોતાનુ સ્થાન શોધી લેશે. એકાદ જવાહર અનુકૂળતા ન મળવાથી દબાયેલુ રહ્યું તોયે તેને પોતાની ખાસ ચિંતાનો વિષય ન ગણે એનું ધ્યેય હોય કે કોઈ પણ સાંગોપાગ અવયવોવાળો માણસ શરીરની અમુક લાયકાતથી ઓછી ન જ રાખે અમુક કલાક કામ કરવાની, અમુક માઈલ અમુક ઝડપે ચાલવાની, દોડવાની, ભાર ઊંચકવાની શક્તિ

દરેકમાં હોય જ, અમુક હદ સુધીનું ખડતલપણું બધામાં આવે જ, સ્નાયુઓનો અમુક રીતે વિકાસ થયો હોવો જ જોઈએ. જેને બધાએ પહોંચવું જ જોઈએ એવાં ધોરણો ઠરાવી, તે રીતે તેઓ પોતાની વ્યાયામશાળા યોજે. એમાં જે શિક્ષણ લેવાને યોગ્ય હોય તે નાપાસ તો થવો જ ન જોઈએ; તેને વટાવીને જનારા ભલે કેટલાક હોય.

આ રીતે દુનિયાના મોટા ભાગના માણસોને શરીરશ્રમ અને મહેનત મજૂરી તથા ઉત્પાદક ધંધાઓ જ કરવાના રહેશે. કારકુનો, શિક્ષકો, વકીલો, દાક્તરો, ઇજનેરો, મુત્સદીઓ, મોટા અમલદારો, મંત્રીઓ, નેતાઓ વગેરેની સંખ્યા તો બધાએ મળીને હજારે બેત્રણની થાય. આપણા દેશમાં તો બહુ મોટા ભાગને ખેતી તથા ગ્રામજીવન અને ત્યાંની મહેનત મજૂરી મુખ્ય રીતે કે અમુખ્ય રીતે કરવાની રહેશે. એ છતાં જાણે બધાને જ નેતા થવાનું હોય, બધાને જ લશ્કરમાં જવાનું હોય, બધા જ જગદીશચંદ્ર અને રવીન્દ્રનાથ બનવાના હોય એ રીતે આપણે શિક્ષણનો વિચાર કરીએ છીએ, એવો આદર્શ રજૂ કરીએ છીએ, અને એની પાછળ બધાને ગાંડા કરવાનો પ્રયત્ન કરીએ છીએ. શિક્ષણનો આ મનોરથ બહુજન-સમાજ માટે નિરુપયોગી છે અને ઘાતક છે. શિક્ષણની યોજના એવી રીતે જ વિચારાવી જોઈએ કે પહેલાં તો સમગ્ર સમાજને જે પ્રવૃત્તિઓ જીવનભર કરવાની છે તેને સારામાં સારી રીતે, શાસ્ત્રીય ઢબે, કરવાની તાલીમ આપે, એનાં શરીર, મન, બુદ્ધિ, ચારિત્ર્ય વગેરે તેને માટે અનુકૂળ કરે, તેમાં તેના આનંદો નિર્માણ કરે, અને તેની કુશળતા નિર્માણ કરે. એને સારી રીતે ગ્રામવાસી, નગરવાસી, કુટુંબી, અને સમાજની વ્યક્તિ તરીકે જીવતાં આવડે. એનામાં સ્વાવલંબન અને આત્મવિશ્વાસ પેદા થાય. એ નેતા ન બને પણ સ્વાભિમાની તો બને જ; એ ધનપતિ ન બને, પણ સ્વાશ્રયી બનવાની તો હિંમત રાખે જ. એ રામમૂર્તિ ન બને પણ હાથેપગે પાંગળો તો ન જ રહે. બધાને માટે આ યોજ્યા બાદ

અને એને સોળેક વર્ષ સુધીની ઉંમરમાં સ્વાશ્રયી થઈ શકે એટલી લાયકાત આપ્યા બાદ, જેને હોંશ છે, સગવડ છે, બુદ્ધિ છે, તેને આગળ વધવાની યોજના કરે તેને તેણે પસંદ કરેલા ઉદ્યોગનું, ઔદ્યોગિક વિજ્ઞાનનું કે બૌદ્ધિક શિક્ષણ આપે તેવી સંસ્થાઓનો લાભ લેવા માટે જે પ્રારંભિક જ્ઞાન જોઈએ, તેને માગની તે મુજબ તૈયારી અને પછી તેનું સંપૂર્ણ શિક્ષણ એણે કેટલા સમયમાં પૂરું કરવું જોઈએ તેનો પ્રશ્ન જ ન હોય એ ત્રીસ વર્ષ સુધીમાં નિષ્ણાત થાય તોયે હરકત ન હોય, વચ્ચેની કોઈ અમુક હદે બંધ કરવું હોય તોયે કરી શકે, કારણ કે તે પછીના શિક્ષણ દરમ્યાન એ સ્વાશ્રયી તો થયો હોય જ.

'પાયાની કેળવણી' કે 'વર્ધા યોજના'ને નામે પ્રખ્યાત થયેલા શિક્ષણનું આ ધ્યેય છે 'પાયાની કેળવણી'ની યોજનામાં જેટલા સ્પષ્ટ રીતે તેના મુદ્દાઓ દર્શાવ્યા છે, તેટલા સ્પષ્ટ રૂપમાં સાબરમતીની રાષ્ટ્રીય શાળા ચલાવતી વખતે કદાચ અમને તે નહીં દેખાયા હોય, પણ બીજરૂપે અમારા મનમાં આવા જ મનોરથો હતા. એમાં મુખ્ય યુનિવર્સિટી જેવી સંસ્થાના શિક્ષણનો નિષેધ નથી, પણ તેના મૂલ્યને મર્યાદિત કરે છે એનો ઉપયોગ અલ્પ સંખ્યા માટે છે, બહુજન માટે નથી પણ એને જે રીતે પ્રતિષ્ઠા મળી છે, તેથી એ જેને માટે તે યોગ્ય નથી તેમનેયે પહોંચવા અને પામવા જેવી વસ્તુ લાગે છે, અને તેથી વિદ્યાર્થીઓના બહુ મોટા ભાગના શક્તિ, સમય અને પૈસાનો અપવ્યય થાય છે જગ્યા કરતાં સોગણા ઉમેદવારો થાય છે, અને અસંતોષ વધે છે. છતાં ઘણું જાણવા જેવું સામાન્ય જ્ઞાન પણ તેમને મળતું નથી જે મળે છે તેમાનું ઘણું કયારેય કામ આવતું નથી, કેટલુંયે પરીક્ષાને બીજે જ દિવસે તે ભૂલી જાય છે, અને મોટા ભાગ ભણીને પરવારી જ જાય છે, યાવજ્જીવન વિદ્યાર્થી રહેવાની હોંશ જ ધરાવતો નથી જેની પાછળ ખૂબ જ સમય ગાળવામાં આવે છે,

એ અંગ્રેજી જ્ઞાન પણ તેનું લેભાગુ જ રહેલું હોય છે, અને સ્વ-ભાષાનું જ્ઞાન જેણે તે વિષય જ ખાસ પસંદ કર્યો ન હોય તે સિવાય બીજાને નહીં જેવું જ મળે છે.

છતાં, યુનિવર્સિટી શિક્ષણની તેના મર્યાદિત ક્ષેત્રમાં ઉપયોગિતા છે. અને, તેથી, તેને અંગે ચર્ચાના પ્રશ્નો પર બેચાર વિચારો રજૂ કરું છું.

આજના શિક્ષણકારો ઉચ્ચ શિક્ષણ વિષે ત્રણ જુદા આદર્શોની કલ્પના કરતા જોવામાં આવે છે. એકનો આદર્શ છે 'ઑક્સફર્ડ–કેમ્બ્રિજ' જેવાં અથવા 'નાલંદા–તક્ષશિલા' જેવાં છાત્રાલય–વિદ્યાપીઠનો. ઑક્સફર્ડ–કેમ્બ્રિજ તથા નાલંદા–તક્ષશિલાના આદર્શોમાં પ્રાચીન–અર્વાચીનપણાનો ભેદ હશે ખરો, પણ બન્નેનું સ્વરૂપ છાત્રાલય–વિદ્યાપીઠનું છે. એ આદર્શ માનનારાનો આગ્રહ છે કે હવે જે કોઈ નવી યુનિવર્સિટી સ્થાપવામાં આવે તે છાત્રાલય-વિદ્યાપીઠ જ હોવું જોઈએ. આગળ ઉપર હું આવી યુનિવર્સિટી માટે 'વિશ્વવિદ્યાલય' શબ્દ વાપરીશ.

બીજો આદર્શ પ્રાન્તવ્યાપી સંસ્થાઓને માન્યતા આપી તથા પરીક્ષાઓ લઈ પ્રમાણપત્ર આપનારા હિંદુસ્તાનની આધુનિક યુનિવર્સિટીઓ જેવા મંડળનો છે. એમાં છાત્રાલયને મહત્ત્વ નથી, તેમ જ કોઈ એક સ્થાન માટે નથી. એ વ્યાપક વિદ્યાપીઠ છે; તેને માટે મેં આગળ પર 'જ્ઞાનપીઠ' શબ્દ સૂચવ્યો છે.

ત્રીજો આદર્શ ગુરુકુળ વિદ્યાપીઠનો છે. એ નાલંદા–તક્ષશિલા કરતાં કાંઈક જુદી કલ્પના છે. સાંદીપનિ પાસે કૃષ્ણ–બળદેવના જીવનનું જે વર્ણન આવે છે, અભિજ્ઞાન શાકુંતલમાં કણ્વના આશ્રમ પરથી જે કલ્પના થાય છે, છાંદોગ્યોપનિષદ્‌માં ઉદ્દાલક વગેરેનાં ગુરુગૃહોની જે કલ્પના થાય છે, તેના પર રચાયેલો એ આદર્શ છે. એના વિશાળ સ્વરૂપમાં અનેક વિદ્વાનોનું મંડળ જેની આસપાસ છે તેવા રવીન્દ્રનાથ ટાગોર જેવા કોઈક પ્રતાપી કુળપતિ

પાસે વિદ્યાર્થી બાળકાળથી વીસ પચીસ વર્ષનો થાય ત્યાં સુધી રહે, આશ્રમના સંચાલન અંગેના બધા જ નાનામોટા કામો કરે, ગુરુજનોની અંગત પરિચર્યા કરે, અને વિદ્વાનોમાંથી કોઈ એકને વિશેષ વળગીને રહે તે અધ્યાપક જે શીખવે તે શીખે, વિદ્યાના સંશોધનને લગતું તે જે કાંઈ કામ કરતો હોય તેમાં તેને મદદ કરે તેમાંથી જ તેનું પોતાનું શિક્ષણ થતું જાય, અને જ્યારે તે અધ્યાપકને લાગે કે એની બુદ્ધિ વગેરેના પ્રમાણમાં એ વિદ્યાર્થી જેટલું શીખી શકે તેટલું એણે શીખી લીધું છે, એટલે તે એને પ્રમાણપત્ર આપે અને તે સ્નાતક થયો ગણાય રવીન્દ્રનાથ ટાગોર જેવા મોટા મંડળવર્તી કુલપતિ ન હોય, પણ એકાદ સ્વતંત્ર વિદ્વાન હોય, તેનો અન્તેવાસી પણ આ રીતે સ્નાતક થાય દા ત કાકાસાહેબ કે પં સુખલાલજી, કે ધર્માનંદજી કોસંબી જેવાના હાથ નીચે રહી તેમના કામોમાં મદદ કરી અને તેમાંથી પોતે પણ શીખી તૈયાર થયેલા વિદ્વાનો આવા પ્રકારના સ્નાતકો કહી શકાય એ સ્નાતકો અમુક વિદ્યાલયના સ્નાતક તરીકે ન ઓળખાય પણ અમુક ગુરુના સ્નાતક તરીકે ઓળખાય.

હિંદુ ત્રિવર્ણોમાં ગોત્ર–શાખા–પ્રવર વગેરેના જે નામો ચાલી આવે છે, તે કદાચ આવી ગુરુપરંપરાના સૂચક છે એક ગોત્રના માણસો કોઈ એક પૂર્વજના વંશજો જ હોય એવું ખાતરીથી ન કહેવાય દા. ત કૌશિક ગોત્રવાળા બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્ય સમગ્ર હિંદુસ્તાનમાં છે તે સર્વેનો કોઈ એક જ પૂર્વજ હશે એમ કહેવું મુશ્કેલ છે પણ તે સૌના કોઈ ને કોઈ પૂર્વજો કોઈક કૌશિક ઋષિના ગુરુકુળના શિષ્યો–પ્રશિષ્યો થયા હશે અને તેમને ગુરુ તરીકે સ્વીકાર્યા હશે એ સંભવ છે એમનું ગોત્ર એમના ગુરુકુળનું ઓળખાણ

આવા વિદ્યાપીઠોને કોઈ સરકારી સિક્કો મળેલો જ હોય એમ ન કહેવાય, મળ તોયે તે એના સ્નાતકોનો અનુભવ થયા પછી મળે સરકારનું તામ્રપત્ર–ચાટર મેળવીને અની સ્થાપના ન થાય

એના પર સરકારનો કોઈ રીતે અંકુશો ન ચાલી શકે. એને માન્ય રાખવામાં અને મદદ કરવામાં સરકારને પોતાનીયે પ્રતિષ્ઠા વધતી લાગે. જેમ સરકારને અમુક પ્રકારનાં કામો કરવા માટે માણસો જોઈએ છે, ત્યારે તે ચરખા સંઘ, તાલીમી સંઘ, ગ્રામોદ્યોગ સંઘ. વગેરે પાસેથી માગણી કરે છે; સરકારને પાલિના અધ્યાપક જોઈએ તો તે કોસંબીજીને પૂછતા; પ્રાકૃતના જોઈએ તો મુનિ જિનવિજયજી, પં. સુખલાલજી કે પં. બેચરદાસજીને પૂછશે; તેવા પ્રકારની એવા ગુરુકુળ કે ગુરુના સ્નાતકોની સરકાર કે પ્રજામાં પ્રતિષ્ઠા હોય. એની પદવીની એ જ માન્યતા.

આવાં વિદ્યાપીઠોનું ક્ષેત્ર સદાયે ખુલ્લું જ રહેવાનું. એ તંત્ર સ્થાપિત વિશ્વવિદ્યાલયોનું સ્થાન નથી લઈ શકતાં, તેમ તેમને લીધે એ વિદ્યાપીઠો 'બરખાસ્ત' પણ થઈ જવાને કારણ નથી. એ તો સ્પષ્ટ છે કે વિદ્યાર્થી–જગતનો મોટો ભાગ તંત્ર-સ્થાપિત વિશ્વવિદ્યાલયોમાં જ જવાનો.

આ લખું છું ત્યાં મને વિશ્વવિદ્યાલય તથા વિદ્યાપીઠ એ શબ્દોમાંથી કયો પસંદ કરવો તેને લગતી ચર્ચા વિષે સૂચના કરવાની ઇચ્છા થાય છે. આમ તો 'વિશ્વવિદ્યાલય' યુનિવર્સિટી–શબ્દનો શબ્દાનુવાદ છે, તે ઉપરાન તેમા મને કાંઈ સાર્થકતા લાગતી નથી. છતાં એ પણ હવે રૂઢ થયેલો છે તો તે ભલે રહેતો. મને લાગે છે કે અફિલિયેટિંગ યુનિવર્સિટી, રેસિડેન્શિયલ યુનિવર્સિટી અને ઉપર કહી તેવી વિશિષ્ટ ગુરુઓ કે ગુરુકુળોની સંસ્થાઓને ત્રણ જુદા શબ્દોથી સૂચવીએ તો સારું. મારી નમ્ર સૂચના છે કે સરકારના ચાર્ટરથી સ્થપાયેલી રેસિડેન્શિયલ યુનિવર્સિટી માટે વિશ્વવિદ્યાલય શબ્દ મર્યાદિત કરવો ઠીક થશે. ખાસ ગુરુકુળો કે ગુરુઓ કોઈ વિષયના શરૂઆતથી માંડી ઉચ્ચતમ શિક્ષણ સુધી વિદ્યાર્થીઓને પહોંચાડતા હોય અને ખેડતા હોય, તે સરકારે માન્યતા મેળવેલાં

હોય કે ન હોય, વિદ્યાપીઠ કહેવાં; અને ઍફિલિયેટિંગ યુનિવર્સિટી માટે તેને 'જ્ઞાનપીઠ' કે એવો કોઈ બીજો શબ્દ યોજીએ.

હવે ગુજરાત માટે વિચારાયેલી નવી યુનિવર્સિટીનું સ્વરૂપ 'વિશ્વવિદ્યાલય' રેસિડેન્શિયલ—ના પ્રકારનું હોવુ ઠીક છે કે જ્ઞાનપીઠના પ્રકારનું ઠીક એ વિષે :

મને લાગે છે કે આજે તો એ જ્ઞાનપીઠના પ્રકારની જ થઈ શકે અથવા થવી ઇષ્ટ છે. સાથે તેમા કોઈક વિશ્વવિદ્યાલય પણ હોઈ શકે. અમદાવાદ, વડોદરા કે સુરત જેવા સ્થળે ઘણાં પ્રકારનાં મહાવિદ્યાલયો ચાલતાં હોય તે સૌનુ એક જુદુ પરુ—અથવા પ્રચલિત થયેલી પરિભાષા પ્રમાણે 'નગર'—વસે, તે સૌને ભેગાં કામ કરવા અને જોડવા માટે એક ખાસ નિયમાવલિ પણ હોઈ શકે. આગળ જતાં ભલે એ દરેક જુદાં સ્વતત્ર વિશ્વવિદ્યાલયો બને અને પોતાની જ પરીક્ષાઓ લે અને પદવીઓ આપે પણ આજે તો સમગ્ર ગુજરાતનું એક જ જ્ઞાનપીઠ હોય એ મને ઇષ્ટ લાગે છે યાદ રાખવુ કે ગુજરાત શબ્દ હું વાપરું છુ ત્યારે મારી ભાષામાં કાઠિયાવાડ–કચ્છ વગેરે પ્રદેશોનો પણ સમાવેશ હોય છે. આવા સમગ્ર ગુજરાતમા ભવિષ્યમા વીસપચીસ સ્વતંત્ર વિશ્વવિદ્યાલયો પણ બને

રાજકીય અથવા કારોબારી રીતે ભાષાવાર પ્રાતરચના થયા બાદ જ ભાષાવાર પ્રાતીય વિશ્વવિદ્યાલય કે જ્ઞાનપીઠ સ્થપાવાં જોઈએ એમ મને લાગતું નથી. રાજકીય અવા કારોબારી વિભાગો બનાવવામાં અનેક બાજુઓ તપાસવાની હોય છે. એમાં ક્ષેત્રફળ, જનસંખ્યા, ઊપજ, ખર્ચ, રક્ષણની તથા અવરજવરના માર્ગો વગેરેની સગવડ, સ્વાભાવિક નદી-નાળા ડુંગરા આદિની સીમાઓ વગેરે તપાસવાના હોય છે. પણ એકેક ભાષાનુ જૂથ હમેશા એ બધો વિચાર કરીને બધાયેલું નથી હોતું. એના પ્રદેશો લોકોએ બનાવેલી વસતિઓ પરથી બધાયેલા હોય છે. એમા બહુ ચોક્કસ સીમાદોરીઓ ખેંચી

રાષ્ટ્રભાષા અને પ્રાન્તીય ભાષા વચ્ચે એમા હુ વિરોધ ઉત્પન્ન થવાની જરૂર જોતો નથી જ્યા ખોટા અભિમાનો પોષાય છે ત્યા વિરોધો ઊભા થાય છે દરેક પોતાની મર્યાદા સમજે તો વ્યવસ્થા થઈ શકે છે

જો રાષ્ટ્રભાષાને કોઈ એક ખાસ દિશામા જ ખેચી જવાનો પ્રયત્ન થાય — જેમ કે સસ્કૃતપ્રચુર કે અરબી–ફારસીપ્રચુર કે કૃત્રિમ શબ્દોથી ભરેલી હિદી — તો મુશ્કેલીઓ ઊભી થવાનો સભવ છે, સિવાય કે બધા જ પ્રાન્તો એ વલણને પોતાની પ્રાન્તીય ભાષામા પણ દાખલ કરે પણ જો આપણે એ યાદ રાખીએ કે હિદુસ્તાનની બધી પ્રચલિત પ્રાન્તીય ભાષાઓ સસ્કૃતને જેટલી નિકટ છે તેના કરતાયે એમની રચનામા તેઓ એક બીજાને જ વધારે નિકટ છે સસ્કૃતથી ઊલટી ભિન્ન છે, તથા સર્વેના વિકાસમા લગભગ સરખા બળોએ કામ કરેલુ છે, તો એ બધી ભાષાઓનુ સામ્ય વધારે

પ્રાન્તીય અને રાષ્ટ્રીય ભાષા વચ્ચે બહુ અંતર પડી જવાની મને ધાસ્તી લાગતી નથી

આ કહેવાનું પ્રયોજન એ કે મારી કલ્પનામાં પ્રાન્તીય ભાષાઓનાં જ્ઞાનપીઠો હોવા છતાં દરેક પ્રાન્તમાં કોઈક એવાં વિદ્યાલયો હોવાનો સંભવ છે જ કે જે આખા હિંદુસ્તાનને કે હિંદુસ્તાનના ઘણા પ્રાંતો માટે યોજાયાં હોય. તેમાં પ્રાન્ત બહારનાં વિદ્યાર્થીઓ, અધ્યાપકો વગેરે પણ આવતા હોય. વળી પ્રાન્તીય જ્ઞાનપીઠોમાંયે વારંવાર પર પ્રાન્તના અધ્યાપકો હોવાની હું પૂરેપૂરી શક્યતા કલ્પુ છું. જો ગુજરાતનાં વિશ્વવિદ્યાલયોમાં પર પ્રાન્તના કોઈ અધ્યાપકો કે વિદ્યાર્થીઓ માટે સ્થાન જ ન હોય એવી નીતિ ચાલતી હોય તો તેમાં મને વિચાર અને દૃષ્ટિની ખામી લાગે છે. એ જ પ્રમાણે આપણા વિશાળ દેશમાં એવુ વારવાર બનવાનું કે કોઈ ખાસ વિષય પર પોતાની પ્રાન્ત ભાષામા ઉત્તમ પુસ્તક ન હોય, અને બીજી કોઈ ભાષામાં હોય. એનો સૌથી પહેલો અનુવાદ રાષ્ટ્રીય ભાષામાં જ થવાનો સંભવ. તેમાયે ન હોય એમ બને. એવા પુસ્તકને પાઠ્યપુસ્તક તરીકે યોજાય જ નહી એવી સકીર્ણ દૃષ્ટિ કામ ન લાગે.

એટલે મારી કલ્પનાનો ઉચ્ચ વિદ્યાનો દરેક અધ્યાપક અને વિદ્યાર્થી ઓછામા ઓછી બે ભાષાઓનો પૂરેપૂરો જાણકાર હોવો જ જોઈએ. પ્રાંતીય ભાષાનો અને રાષ્ટ્રભાષાનો. બન્ને ભાષામાં એને શુદ્ધ લખતાં, બોલતા આવડવું જોઈએ. રાષ્ટ્રભાષામાં અપાતાં વ્યાખ્યાનો સમજવામાં અને તે ભાષાનાં પુસ્તકો વાચવામાં આજે તેની અંગ્રેજીમાં જેટલી પ્રવીણતા છે તે કરતાં વધારે હોવી જોઈએ.

આ જો સ્વીકારીએ તો રાષ્ટ્રભાષા અને પ્રાંતીય ભાષાઓ એકબીજાનો હાથ ઝાલીને જ આગળ વધતી રહેશે; એક કરતાં બીજી બહુ આગળ વધી જાય કે પાછળ પડી જાય એવું નહીં બને; એક પ્રાન્તના માણસોને બીજા પ્રાન્તની સંસ્થામાં અધ્યયન,

અધ્યાપન, સરકારી ખાતાઓમા નોકરી વગેરે કરવામા ઘણી અગવડો ઊભી થાય છે એમ લાગવાનુ કારણ નહીં રહે

પરિભાષા-રચનામા કયા શબ્દો પરભાષાના જ રાખવા અને કયા બદલવા, તથા કઈ ભાષાનો આધાર લઈ નવા યોજવા એનો વાદવિવાદ થોડે અશે સ્વાભાવિક છે ખરો, પણ જો મોટા સિદ્ધાન્તો નક્કી હોય તો મોટેભાગે બિનજરૂરી છે, અને પ્રત્યક્ષપણે શીખવવાનો આરભ કર્યા વિના ઘેર બેઠા પાઠ્યપુસ્તકો લખવા કે શબ્દકોશ રચવાના પ્રયત્નમાથી થાય છે

મોટા સિદ્ધાન્તો મારી દૃષ્ટિએ આ છે

૧ આતરરાષ્ટ્રીય પારિભાષિક શબ્દોને બદલવાનો મોહ ન રાખવો જોઈએ આવા શબ્દોનુ મુખ્ય ક્ષેત્ર કેવળ પ્રાકૃતિક વિજ્ઞાનની શાખાઓ છે આતરરાષ્ટ્રીય પરિભાષામાયે કેટલીક વાર બેવડી શબ્દમાળાઓ હોય છે રાષ્ટ્રીય તેમ જ આતરરાષ્ટ્રીય જેમ કે કેટલાક રાસાયનિક પદાર્થો તત્ત્વો, પ્રાણીઓ ઇત્યાદિના નામ એમા કેટલાકને માટે પોતપોતાની ભાષાનો શબ્દ પહેલેથી પ્રચલિત હોવાથી તે પણ ચાલે છે, અને તેની પારિભાષિક સજ્ઞા પણ અપાય છે. જેમ કે, તાબાને આપણે 'તાબુ' કહેતા અને પરિભાષા તરીકે પણ તેની યોજના કરતા અટકચા વિના, તેની પારિભાષિક સજ્ઞા (Cupram Cu) વાપરીશુ પણ એલ્યુમિનિયમ શબ્દ માટે કોઈ નવો દેશી શબ્દ યોજાયો નથી, એ પ્રચલિત થઈ ગયો છે, તે બદલવાનો પ્રયત્ન અયોગ્ય માનવો જોઈએ એ જ રીતે સોડિયમ અને સોડા શબ્દ અગ્રેજી હોવા છતા આપણા દેશમા પ્રચલિત થયેલા છે, તે ગુજરાતી સમજને જ વાપરવા જોઈએ, જોકે તેની વળી આતરરાષ્ટ્રીય સજ્ઞા Natrum Na પણ રહે એ જ રીતે વિજ્ઞાનની બીજી શાખાઓમા

૨ ઉપરના દાખલાઓ પરથી જ એ પણ નીકળે છે કે જે વિદેશી શબ્દો આપણને પચી જ ગયા છે જે જે માણસો એ

વસ્તુઓને વાપરે છે કે જુએ છે તે એ જ શબ્દથી તેને ઓળખે છે, તેનો હવે જુદો શબ્દ ઘડવા અને પ્રચલિત કરવાનો મિથ્યા મોહ છોડવો જોઈએ. આ કેવળ પ્રાકૃતિક વિજ્ઞાનની શાખાઓને લાગુ પડતું નથી, પણ જીવનના સર્વ વ્યવહારોમાં વપરાતા શબ્દોને લાગુ પડે છે. જેમ કે, બિલ, રસીદ (રિસીટ), વાઉચર (કે ઓચરિયું), કંપની, શેર, ડિવિડન્ડ, થરમૉમિટર, ઑપરેશન વગેરે આવા સેંકડો શબ્દો છે. એમાંથી કેટલાકના દેશી પર્યાયો પણ સાથે સાથે પ્રચલિત છે. તે અને વિદેશી બંને વિકલ્પે પણ વાપરી શકાય, અથવા એના સ્વરૂપમાં કાંઈ ભેદ હોય તો એકને માટે એક, અને બીજાને માટે બીજો પણ ઠરી શકે. જેમ કે, 'આંકડો' શબ્દ, બિલ, ઇન્વૉઇસ, વાઉચર ત્રણે માટે વપરાય છે. પણ ઇન્વૉઇસ માટે ભરતિયું શબ્દ વધારે ચોક્કસ છે. ત્યારે આવા પ્રકારના આધારો માટે સામાન્ય શબ્દ આંકડો રાખીને, તેના ભેદોમાં બિલ, ઇન્વૉઇસ અથવા ભરતિયું, વાઉચર અથવા ઓચરિયું વાપરી શકાય. પણ એ બધાંને બદલે કે એમાંના કોઈકને માટે 'આધારપત્ર' શબ્દની યોજના કરવી એ ખોટો મોહ છે.

૩. અમુક શબ્દ ફારસી, અરબી, કે અંગ્રેજીનો છે, તેટલા જ માટે તે બદલવો જોઈએ એ મનોવૃત્તિ બરાબર નથી. જે શબ્દો હળીમળી ગયેલા છે, અથવા જે વસ્તુઓ જ કે ભાવ જ એવા વિશિષ્ટ અને નવાં છે કે આપણે જે શબ્દ બનાવીશું તે કૃત્રિમ અને પેલા વિદેશી શબ્દની જેમ જ નવો થવાનો, ત્યાં એ વિદેશી શબ્દને જ અપનાવવામાં ભાવાસેવા છે. જેમ કે, પાવર, ફોર્સ, એનર્જી. જ્યાં એ શબ્દો પદાર્થ-વિજ્ઞાનની પરિભાષા રૂપે નહીં, પણ સામાન્ય સાહિત્યમાં વપરાયા હોય, ત્યાં તે એકબીજાના પર્યાય જેવા પણ થાય છે, અને તેના અર્થ આપણી ભાષાના જોર, દમ, બળ, તાકાત, શક્તિ, ઉત્સાહ, વીર્ય વગેરે શબ્દોથી બંધબેસતી રીતે દર્શાવી શકાય. પણ આ છ દેશી શબ્દોમાંથી કયા ધોરણે આપણે

તેમાંથી એક કે બે પાવર માટે, બીજા એકબે ફોર્સ માટે, અને ત્રીજા એનર્જી માટે ઠરાવીએ? અને તેવું કાંઈ પણ કરવા જતાં ગોટાળો થાય, માટે શું સાવ નવા જ, જેમકે પ્રબળ, કે સુબળ, પ્રશક્તિ, પ્રોત્સાહ, પ્રવીર્ય એવા શબ્દો બનાવવા? તે કરતાં વધારે ઇષ્ટ એ કે પાવર, ફોર્સ, એનર્જીને જ પરિભાષામાં ચાલુ રાખવા, અને નકામી શબ્દવૃદ્ધિની મહેનતમાંથી ઊગરવું.

૪. નવા શબ્દોની રચના માટે આપણે માટે સંસ્કૃતનો આશ્રય જ વધારે અનુકૂળ છે એ ખરું છે. પણ તેથી જે ફારસી, અરબી, કે અંગ્રેજી શબ્દો પ્રચલિત થઈ ગયા છે તેને વિશેષ કારણ વિના બદલવામાં કોઈ લાભ જોતો નથી અને સંસ્કૃતનો આશ્રય લેવો એટલે સંસ્કૃતના વ્યાકરણનો અને ક્લિષ્ટતાનો પણ આશ્રય લેવો કે પોતાની મેળે ન સમજી શકાય એવા શબ્દોની યોજના કરવી, એમ ન થવું જોઈએ. ઊલટું એવો નવો શબ્દ બનાવવા કરતાં કોઈક ભાષાનો પ્રચલિત શબ્દ દાખલ કરવો વધુ સારું ગણાય.

એ જ પ્રમાણે પ્રાન્તીય દફતરોની પણ વ્યવસ્થા થાય અગ્રેજી સલ્તનતમા અગ્રેજી અને પ્રાન્તીય એમ ભાષા ચાલી શકતી, તે કરતા તો પ્રાન્તીય અને રાષ્ટ્રીય ભાષાની જોડી વધારે સારુ જ કામ આપી શકે.

જે મોટી અનર્થરૂપ વસ્તુ છે તે પ્રાન્તીય ભાષા નથી પણ પ્રાન્તીયતા છે, પોતાના પ્રાન્તની મિથ્યાભિમાની અસ્મિતા છે. એમા જે લોકો વેપાર ધધા નોકરી વગેરેને અર્થે ઘણા પ્રાન્તોમા ફરે છે તેમની પાસેથી સ્થિરપણે રહેના પ્રાન્તમા જ વસનારા લોકોએ દૃષ્ટિની વિશાળતા મેળવવી જોઈએ. પ્રાન્તીય સકુચિતતાથી કટાળીને બધી પ્રાન્તીય ભાષાઓ કાઢી સૌને એક રાષ્ટ્રભાષા એ જ માતૃભાષા બનાવવા સુધીની હિમાયત કરનારા મારી પાસે કેટલાક કાગળો આવે છે. મારા જોવામા આવ્યુ છે કે તે કાગળોનો મોટો ભાગ ગાધીવાદી, સમાજવાદી કે સામ્યવાદીને નથી હોતો, પણ ગુજરાત-કાઠિયાવાડના જુદા જુદા પ્રાન્તોમા વેપારધધો કરનારાનો કે દક્ષિણભારતના જુદા જુદા પ્રાન્તોમા નોકરીધધો કરનારાનો હોય છે. જેને જગમ જીવન ગાળવાનુ છે તે એક જ સ્થાનનુ બહુ ભારે અભિમાન રાખતો અટકી જાય છે

જે આજે ગુજરાતી બોલે છે તેના પૂર્વજો મદયે ગુજરાતી જ બોલતા હતા એમ ન કહેવાય. ગુજરાતના જ રાજવી તરીકે જે નામોને આપણે અભિમાનપૂર્વક બોલીએ છીએ તે ચાવડા અને સોલકી રજપૂતોની કઈ ભાષા હશે તે ભગવાન જાણે ! ધીમે ધીમે તે ગુજરાતી થઈ જેઓ એમ કહી શકે એમ હોય કે તેમના પૂર્વજો, ઓછામા ઓછા પાચ હજાર વર્ષથી ગુજરાતમા જ છે, તે પૂર્વજો જે ભાષામા બોલતા હતા તેના કેટલા શબ્દો તેના આજના વશજો સમજી શકશે તે શકા છે. એવી બેમાલૂમ રીતે ભાષાઓના સ્વરૂપ બદલાતા જ રહે છે. બસો-પાચસો વર્ષ પછી જૂની ભાષા મરી ગઈ અને નવી આવી એવુ લાગે એટલો ફેરફાર થઈ જાય છે

તો આપણા વંશજો પરપ્રાંતમાં ઘર કરીને રહે, ત્યાં આ પ્રાંતની ભાષાને ન છોડે એવો મિથ્યાગ્રહ ન હોવો જોઈએ એમ મારો નમ્ર મત છે. મારા મન પ્રમાણે શ્રી માવળંકર ગુજરાતી છે. હું ગુજરાતી છું, પણ મારી ભત્રીજી કુમારી તારા મહારાષ્ટ્રી છે, અને મધ્ય પ્રાંતના નાણામંત્રી શ્રી દુર્ગાશંકર મહેતા ખેડાવાળ બ્રાહ્મણ કહેવાય છે છતાં મહાકોશલના હિંદી જ છે. કાકાસાહેબ બહુભાષી છે. ગુજરાત, મહારાષ્ટ્ર કે હિંદી પ્રાંતો તેમને પોતાના નથી એમ કહે તો તે એમની સંકુચિતતા કહેવાય.

વિશાળ દૃષ્ટિ ધરાવીને આપણે ગુજરાતની સેવા કરીએ, અને તેનાં ફળો સમગ્ર હિંદને અને બને તો સમગ્ર માનવજાતને ચરણે અર્પણ કરીએ. એવા ગુજરાતીને માટે એમ પણ કહી શકાય કે "જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદા વસે ગુજરાત," અને એમ પણ કહી શકાય કે *એ ગુજરાતી સર્વ જગતનો દેશજન છે. એ જે* વખતે જ્યાં વસે છે તે વખતે ત્યાંની પ્રજાનો પૂરેપૂરો સેવક અને હિતચિંતક છે. ગાંધીજીને ઉપજાવી એવા ગુજરાતી ગુજરાતે નિપજાવી જાણ્યા છે. ગુજરાત એવા ગુજરાતી સદા નિપજાવતું રહો

છેવટે આપના આમંત્રણને માટે સૌનો આભાર માનું છું. આ લાંબો લેખ કંટાળારૂપ થયો હોય તો માફ કરશો. ગુજરાત વિદ્યા સભાનું ભાવિ ઉજ્જ્વળ ઇચ્છું છું.

મુંબઈ, તા. ૨૭–૧૧–'૪૮
ટ્રસ્ટી વ્યાખ્યાનમાળા–ગુજરાત વિદ્યાસભા

३

# રાષ્ટ્રીય કેળવણી*

રાષ્ટ્રીય કેળવણી એટલે શું? રાષ્ટ્રીય કેળવણી એટલે આ આ ચોક્કસ વસ્તુઓ અને આટલું આટલું નહીં એમ વિધિનિષેધાત્મક આલેખ તમે દોરી આપો. સાથે સાથે રાષ્ટ્રીય કેળવણી અને શુદ્ધ કેળવણીમાં કોઈ તફાવત હોય તો તે પણ બતાવો.

જુલાઈ ૧૯૨૭માં ઓરિસ્સા, સિંધ અને ગુજરાતમાં રેલથી ભારે નુકસાન થયું. લાખો માણસો વિપત્તિમાં આવી પડયા. તે સંકટ દૂર કરવા માટે ઓરિસ્સાનો પ્રયત્ન બહુ જ અલ્પ ગણાય. સિંધમાં હાલમાં જ નિવારણનું કાર્ય શરૂ થયું છે. ગુજરાતમાં કેવા પ્રકારનો પ્રયત્ન થયો તે આપણે સર્વ જાણીએ છીએ. અતિવૃષ્ટિ દરમ્યાન અને ત્યારબાદ પ્રજાએ પોતાનાં સંકટો કેવા પ્રકારની ધીરજ અને પરસ્પર સહકારથી સહ્યાં અને તેના નિવારણાર્થે કેવા પ્રકારની વ્યવસ્થા ઝપાટાબંધ ઊભી કરી તે આપણે જોયું છે. પ્રજા સરકાર સામું જોતી બેમી ન રહી. પણ સરકાર તૈયારી કરે તે પહેલા જ પોતે પોતાની તૈયારીઓ કરી નાખી. જ્યારે સરકાર મદદ કરવા આગળ આવી ત્યારે એને પ્રજાએ રચેલી વ્યવસ્થા મારફતે જ પોતાની મદદ પહોંચડાવામાં વધારે સગવડ અને ડહાપણ જણાયાં, અને એને પ્રજાકીય વ્યવસ્થા સ્વીકારવી પડી.

સરકાર તો (દેશી રાજ્ય સિવાય) ઓરિસ્સાની, સિંધની અને ગુજરાતની એક જ છે. પણ આપણે જોઈએ છીએ કે સરકાર તરફથી ગુજરાતને જે રાહત મળી તે બીજા પ્રાંતોને નથી મળી.

---

* વિદ્યાપીઠ વ્યાખ્યાનમાળામાં તા. ૧૫-૧-'૨૮ને રોજ થયેલી પ્રશ્નોત્તરી.

આનું કારણ સરકારની ગુજરાત ઉપર કાંઈ વિશેષ કૃપાદષ્ટિ નથી, પણ ગુજરાતની પ્રજાની રાષ્ટ્રીય પ્રગતિ એટલી થઈ છે કે આ બાબતમાં સરકારે પ્રજાની માગણીને વશ થવું જ પડ્યું. ગુજરાતમાં જ, દેશી રાજ્યોમાં, વડોદરા જેવા સુધરેલા ગણાતા રાજ્યમાંયે, રાજ્યોએ પ્રજાની 'આપત્તિ ટાળવા પ્રમાણમાં ઓછું કર્યું' એમ ગણાય. કોઈક રાજ્યે તો કશું જ કર્યું નહીં, પણ તમાશાની પેઠે, પ્રજાનાં સંકટો નિષ્ઠુરપણે જોયા જ કર્યાં. વડોદરા રાજ્યમાંયે વડોદરા પ્રાન્ત જેટલી રાહત મેળવી શક્યો તેના કરતાં કડી પ્રાન્તને બહુ ઓછી અને મોડી મળી. એનું કારણ દેશી રાજ્યોની પ્રજામાં રાષ્ટ્રીય પ્રગતિ ઓછી અને વડોદરા રાજ્યમાં વડોદરા પ્રાન્ત કરતાં કડી પ્રાન્તમાં પ્રજાકીય કાર્ય કરનારાઓનું અને પ્રજામતનું

પ્રવૃત્તિઓ સ્થાય પણ એના વિના એક પણ પ્રવૃત્તિ એટલી વ્યાપક થઈ શકે એમ નથી

રાષ્ટ્રીય કેળવણીનું બીજુ અગ અખાડો છે દેશની શારીરિક સપત્તિ વધવી જોઈએ •એટલી જ દષ્ટિએ નહી, પણ દેશમા આવશ્યક ક્ષાત્રવૃત્તિનો વિકાસ થાય તે દષ્ટિથી આ બીજુ અગ મહત્ત્વનુ ગણાય

રાષ્ટ્રીય કેળવણીનુ ત્રીજુ અગ જ્ઞાનપ્રચાર છે એમા છાત્રાલયો શાળાઓ, પુસ્તકાલયો, રાત્રિશાળાઓ, વાચનસમાજો વગેરે આવી જાય

દલિત કોમોની સેવા અને સ્ત્રી કેળવણી—એ—અશત જ્ઞાન પ્રચારના અશો છે, અને અશત રાષ્ટ્રીય કેળવણીનું સ્વતત્ર અગ છે કારણ એમા કેવળ જ્ઞાનપ્રચારનો જ પ્રશ્ન નથી, પણ એમને થતા અનેક પ્રકારના અન્યાયોનો પ્રતિકાર કરવાનો પ્રશ્ન પણ છે એટલે એને હુ જુદુ ચોથુ અગ ગણાવુ છુ

આ વિધિરૂપ આલેખ હવે નિષેધાત્મક બાજુ

દેશને જે નિસહાર જેવી સ્થિતિમાથી આજે બહાર નીકળી જવુ છે, તેની સાથે જે શિક્ષણને સબધ નથી, તે રાષ્ટ્રીય શિક્ષણ નથી તેમા જ જેને બહુશ્રુતતા કે (કઇક અચોક્કસ રીતે) સસ્કારિતા કહે છે તે ભલે હોય પણ એ રાષ્ટ્રીય શિક્ષણ નથી, અને એવા પ્રકારના સાહિત્ય સગીત કે કળા સંસ્કારી સાહિત્યાદિક ભલે હોય

'અચલાયતન' રાષ્ટ્રીય સાહિત્ય હોય, એમની 'ગીતાંજલિ' ઉત્કૃષ્ટ છતા રાષ્ટ્રીય સાહિત્ય ન હોય એમ બને

નદલાલ બોઝના કે રવિભાઈના ચિત્રો જો ઉક્ત ઉદ્દેશને ચલન આપનારા ન હોય તો તે રાષ્ટ્રીય કળા નથી

તાજમહેલ, દેલવાડાના મદિરો કે અજટાની ગુફાઓ આપણો આજનો પ્રશ્ન ઉકેલવામા કશો ફાળો આપી શકે એમ ન હોય તો તે રાષ્ટ્રીય કળા નથી

જે રાષ્ટ્રીય નથી તે ખરાબ જ એમ હુ કહેતો નથી પણ એ પૈકી જે સારુ હોય તેનુયે સ્થાન રાષ્ટ્રીય ઉપરાનની કેળવણીમા હોય કેવળ રાષ્ટ્રીય કેળવણીમા એને આવશ્યક સ્થાન નથી

શુદ્ધ કેળવણી અને રાષ્ટ્રીય કેળવણી વચ્ચે હુ વિરોધ જોતો નથી જો શુદ્ધ કેળવણી રાષ્ટ્રીય કેળવણીનુ સાધન હોય તો હુ સમજુ છુ ત્યા સુધી શુદ્ધ કેળવણી એટલે કેળવણી આપવાની સાચામા સાચી પદ્ધતિ સાચામા સાચી પદ્ધતિ એટલે ભાવના અને બુદ્ધિની મશુદ્ધિના નિયમોનું અવલોકન અને શિક્ષકોના પરપરાગત અનુભવોનો વિચાર કરી નાની કે મોટી ઉમરની અમસ્કારી પ્રજા સસ્કારી બને એવી અનુકૂળતા રચી આપનારી પદ્ધતિ રાષ્ટ્રીય કેળવણી આપવી હોય તોયે તે શુદ્ધ કેળવણીકારને હાથે અપાય તો સારામા સારા ફળ ઊપજે એટલે શુદ્ધ કેળવણીકારની રાષ્ટ્રીય કેળવણીમા જરૂર છે

રાષ્ટ્રીય કેળવણીમા પ્રજાજીવન પ્રશ્ન શુ છે તેનો વિચાર છે શુદ્ધ કેળવણીકાર એ પ્રશ્ન સારામા સારી રીતે કેમ ઉકેલવો તે વિચારે જેમ જમીનનો માલિક ઠરાવે કે મારે અમુક પરિમાણ અને સગવડોવાળુ મકાન જોઈએ, એને કેમ યોજવુ તે કુશળ મિસ્ત્રીઓનુ કામ છે, તેમ, શુદ્ધ કેળવણી એ કેળવણીની ઇજનેરીનુ શાસ્ત્ર છે રાષ્ટ્રીય કેળવણીમા એ શાસ્ત્રનો ઉપયોગ ઇચ્છેલો છે

નવજીવન, ૫-૨ '૨૮

## ૪

# શિક્ષણ ઉપર રાજ્યનો અંકુશ

શિક્ષણ ઉપર રાજ્યનો અંકુશ હોય?

૧૯૦૫ના બંગભંગ પછી હિંદુસ્તાનમાં જે નવી જાગૃતિ આવી, તેમાંથી સ્વરાજ્ય, રાષ્ટ્રીય શિક્ષણ, સ્વદેશી અને અંગ્રેજી માલનો બહિષ્કાર એવો ચતુર્વિધ કાર્યક્રમ ઊભો થયો. અંગ્રેજોએ જે જાતની શિક્ષણપ્રણાલિકા દેશમાં ઊભી કરી હતી, તે પ્રત્યે અસંતોષ ધરાવનારો એક વર્ગ તો પહેલાંયે હતો જ. ઉપરની ચળવળ પછી એ અસંતોષ એટલો તીવ્ર થયો કે તે રાજકીય ક્ષેત્રમાં પણ આવ્યો.

૧૯૦૫થી '૧૫ના કાળમાં એ ચળવળ સાવ ઊંઘી તો નહોતી ગઈ, પણ ઘણી મંદ પડી ગઈ ખરી. બંગભંગ રદ થવાથી જે અસંતોષમાંથી એને પોષણ મળ્યું હતું તે મળતું અટક્યું તેનું એ સ્વાભાવિક પરિણામ હતું.

૧૯૧૫ની આસપાસમાં ગાંધીજી હિંદુસ્તાનમાં આવ્યા અને ફરીથી રાષ્ટ્રીય શિક્ષણના પ્રશ્નને વેગ મળ્યો. એમણે રાષ્ટ્રીય શિક્ષણની સ્વતંત્ર શાળા અને યોજના ઊભી કરી, કેટલાક સિદ્ધાંતો ઠરાવ્યા, અને કાકાસાહેબ વગેરે કેટલાક તેજસ્વી, વિદ્વાન, ઉત્સાહી, સૂઝવાળા તથા સ્વરાજ્યની ભાવનાથી તરબોળ તરુણોનું જૂથ ભેગું કર્યું, અને

અસહયોગના એ જમાનામા આપણા પ્રાંતમા ગાધીજી પછી બીજે નબરે કાકાસાહેબ સર્વે રાષ્ટ્રીય વૃત્તિના કેળવણીકારો, લોકો અને વિદ્યાર્થીઓના બહુમાન્ય આગેવાન હતા એમ કહી શકાય. રાજકીય કાર્યકર્તાઓ તથા કેટલાક જૂની પરપરાના કેળવણીકારોએ એમને ભલે એટલા માન્યા ન હોય, પણ રાષ્ટ્રીય શિક્ષણસસ્થાઓ, સામાન્ય લોકો અને તરુણ વિદ્યાર્થીઓના તે લગભગ ગુરુપદે હતા. નાનાભાઈ, ગિજુભાઈ, હરભાઈ, નરહરિભાઈ, હું તથા બીજા ઘણા જાણીતા અધ્યાપકો અને શિક્ષકો માટે શિક્ષણના ક્ષેત્રમા નવી નવી વસ્તુઓ અને દૃષ્ટિઓ સુઝાડનાર એ જ હતા. તે કાળમા અમારા પૈકી કેટનાક સ્વતત્ર રીતે લખતા દેખાઈએ તોયે તેમા ઘણુખરુ ગાધીજી કે કાકાસાહેબના વિચારોનો જ પડઘો રહેતો

કાકાસાહેબે તે કાળમા જે એક સિદ્ધાત જોરથી વહેતો મૂક્યો તે એ હતો કે, સ્વરાજ્યમાયે શિક્ષણ સ્વતત્ર એટલે રાજ્યના અંકુશથી પર હોવુ જોઈએ હું માનું છુ કે ગાધીજીને પણ તેનુ અનુમોદન હતું 'માનું છુ' કહેવાનુ કારણ એટલુ જ કે, જેટલા જોરથી કાકાસાહેબ અને એમની છાયામા અમે તેનું પ્રતિપાદન કરતા, તેટલા જોરથી તેવુ પ્રતિપાદન કરનારુ ગાધીજીનુ કોઈ વચન નહી શોધી શકાય એવો સભવ છે કાકાસાહેબ એટલા જ જોરથી આજે એવું પ્રતિપાદન નહી કરે એવોયે સભવ છે.

આજે આ પ્રશ્ન ઉપાડવામા આવે છે તેનું મૂળ કયાથી છે તે દેખાડવા આટલો પૂર્વવૃત્તાન્ત કહ્યો આટલા વર્ષના અનુભવ પછી આજે આ બાબત વિષે શુ લાગે છે તે હવે કહુ

શિક્ષણ ઉપર રાજ્યનો અકુશ હોય કે નહી અને કેટલો હોય એ એક સ્વતત્ર સિદ્ધાત નથી, પણ અનેક પરિસ્થિતિઓ ઉપર આધાર રાખે છે.

એક જમાનામા રાજ્ય શિક્ષણ ઉપર અકુશ રાખતું જ નહી. રાજ્યનો એવો પ્રયત્ન જ નહોતો. પ્રજાના શિક્ષણ વિષે રાજ્યની

કશી જવાબદારી છે એમ મનાયુ નહોતું રાજ્યનો અધિકાર પ્રજા પર કરો બેસાડવાનો તથા પરદેશો સાથે લડાઈઓ કરવાનો, અને કર્તવ્ય દેશની રક્ષા કરવાનું કાર્ય ન્યાયદાન તથા પોલીસ વગેરેની વ્યવસ્થા કરવાનુ અને પ્રજામા ગંભીર રમખાણો થાય તો તે દાબવાનું, બાકી બધી બાબતમા પ્રજાને સ્વતંત્રતા જ હતી નાણા પાડવાનીયે સ્વતંત્રતા લાખો કાળ સુધી હતી કેળવણીની બાબતમા પ્રજાને જોઈએ તો ભણે જોઈએ તો અભણ રહે રાજ્યનો દ્રોહ કરવાનુ શિક્ષણ ન આપે તો એને ફાવે તેવુ અને ફાવે તેમ ભણે જેમ વેપાર, ખેતી મજૂરી વગેરે બાબતમા રાજ્ય દખલગીરી ન કરતુ, તેમ શિક્ષણમાંયે ન કરતું કોઈ મોટો બાદશાહ કે બીજા હાકેમો અથવા જાગીરદારો અંગત શોખથી શિક્ષણસંસ્થાઓને દાનો આપે કે વિદ્વાનોની કદર કરે તો તે એમની હોંશ ગણાય, કર્તવ્ય નહી એવુ કરે તેના બદલામા કવિઓ અને ચારણો એમના સ્તોત્રો રચે

ધીમે ધીમે આ વિચારોમા પરિવર્તન થયું રાજ્યના કર્તવ્યના

જો પ્રજાને શિક્ષિત અને સંસ્કારી બનાવવાની જવાબદારી જ ન હોય તો, શું ભણાવો છો, કેમ ભણાવો છો વગેરે બાબતોમાં દખલ કરવાનુંયે પ્રયોજન ન હોય. એ પરદેશી, આપખુદી કે જુલમી રાજ્ય હોય તો વધારેમાં વધારે એટલું જ તપાસે કે, એનું અસ્તિત્વ જોખમમાં આવે એવું કશું ન ભણાવો. એને અનુકૂળ હોય તેવું ભણાવો તો એ કાંઈક સખાવતો પણ આપે.

અંગ્રેજી રાજ્ય જો સાધારણ પરદેશી રાજ્ય હોત—જેવું, દાખલા તરીકે, ગાયકવાડનું ગુજરાતમાં એક કાળે ગણાતું—તો શિક્ષણમાં આથી વધારે એની દખલગીરી ન હોત. પણ એની પરિસ્થિતિ ખાસ પ્રકારની હતી. એ બહુ દૂર દેશથી રાજ્ય ચલાવતું હતું. મૂઠીભર પોતાના માણસોના હાથ તળે બધું કારભારું જીતેલી પ્રજાના જ માણસોનું હોય એવી સ્થિતિમાં એણે રાજ્ય ચલાવવાનું હતું. એની ભાષા ગુજરાતી-મરાઠી જેવી કેવળ પ્રાંતીય ભેદની નહોતી, પણ સાવ વિલક્ષણ હતી..એને પોતાની સંસ્કૃતિ અને સુધારાનું અભિમાન અને તે દાખલ કરવાની અભિલાષાયે હતી. આથી એને પોતાની જરૂરિયાત પૂરતું પોતાને અનુકૂળ શિક્ષણતંત્ર ઊભું કરવાની આવશ્યકતા લાગી. આખા દેશને એવુંયે શિક્ષણ આપવાની પોતાની કોઈ જવાબદારી છે એવુ એણે માન્યુ નહોતુ. આથી સરકારી અંકુશથી સ્વતંત્ર એ અર્થમાં રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થાઓ પ્રજા ચલાવે તેમાં એને વાંધો નહોતો. પરંતુ, પ્રજાને વિવિધ કારણોસર સરકારી શિક્ષણ પ્રત્યે જ ખેંચાણ થયુ, અને તેથી પ્રજાએ પોતે પણ પોતાની શિક્ષણપ્રવૃત્તિઓ તેના જ તંત્રમાં ગોઠવાય એવી રીતે કરવા માંડી.

દરમિયાનમાં ધીમે ધીમે યુરોપમાં શિક્ષણની જવાબદારી રાજ્યની છે એ ભાવના વધી અને તેનો પડઘો આ દેશમાં પણ શાસનકર્તાઓ અને પ્રજા બન્ને પર પડ્યો રાજ્યે શિક્ષણ ફેલાવવાની જવાબદારી સમજવા માંડી અને પ્રજાએ તે જવાબદારી બજાવવામાં

થતી ટીકાઓ પર ટીકા અને અસંતોષ જાહેર કરવા માંડ્યાં. પરિણામે, સ્વાભાવિક રીતે, રાજ્યને જે શિક્ષણ આપવું ફાવેલું હતું પ્રજાને પણ ફાવતું લાગ્યું હતું, તે વધતું ગયું વધતું ગયું છતાં કદીયે એટલું તો ન જ કહેવાયું કે જે પ્રજાની નિશાળોના પ્રમાણમાં લેખામાં લેવા જેવું ગણાય.

છતાં, જેટલું કહેવાયું તેટલું રાજ્યની દૃષ્ટિએ જ હોવાથી તથા રાજ્ય પરદેશી હોવાથી, તે શિક્ષણે ભણેલા અને જનતા વચ્ચે દીવાલો ઊભી કરી. આથી એ શિક્ષણ રાષ્ટ્રીય નથી એવી દૃષ્ટિ દેશના વિચારી વર્ગમાં પેદા થઈ. આમ રાષ્ટ્રીય શિક્ષણ-વાદ જન્મ્યો. એના મૂળમાં રાજકીય અસંતોષ તો હતો જ, તેથી રાષ્ટ્રીય શિક્ષણ એટલે અંગ્રેજ-રાજ્ય-વિરોધી શિક્ષણ એવો રાજ્યકર્તાઓનો તે પ્રત્યે મત રહ્યો. આથી, તેને રાજ્ય તરફથી પ્રોત્સાહન ન મળ્યું એટલું જ નહીં, પણ તે પર કરડી નજર પણ રહેવા માંડી. અનન્ય તે રાજ્યના વિરોધીઓનો કાર્યક્રમ હતો, તેથી રાજદ્રોહ એના શિક્ષણનો એક સંસ્કાર પડતો જ.

પણ પ્રજાકીય બન્યું તોયે તે હજી પરદેશી સરકારે પાડેલા ચીલાને છોડી શકે એમ નહોતું. પ્રજાના પ્રતિનિધિઓ, ખાતાંના અધિકારીઓ તથા નિષ્ણાતો કોઈનેયે બીજા કોઈ પ્રકારનું તંત્ર ગોઠવવાની સૂઝ નહોતી; હજુયે નથી. રાષ્ટ્રીય શિક્ષણના પુરસ્કર્તાઓ તથા તેમની સંસ્થાઓની પ્રતિષ્ઠા હજુ બરાબર જામેલી ન ગણાય. એટલે પ્રતિનિધિઓને ચાલુ ચીલાઓને ધપાવવાનું તો ફાવી શકે, પણ તે ચીલો છોડીને વેગથી વધવામાં તે મૂંઝાય છે.

એટલે હવે રાષ્ટ્રીય શિક્ષણનો બીજો અર્થ મહત્ત્વનો બને છે. તે એ કે, રાષ્ટ્રનાં હિત, સંસ્કૃતિ, સ્વભાવ વગેરેને પોષક હોય તેવું શિક્ષણ તે રાષ્ટ્રીય શિક્ષણ; પરદેશી સરકારે પાડેલા ચીલાને જ અનુસરનારું નહીં. આ રીતે હવે જે વિવાદ છે તે પ્રચલિત શિક્ષણ વિરુદ્ધ નવી પદ્ધતિ બેસાડવા ઇચ્છતા શિક્ષણ વચ્ચે છે.

જ્યારે દેશ સ્વતંત્ર નહોતો, ત્યારે રાષ્ટ્રીય શિક્ષણ એટલે સરકાર-દ્રોહી અથવા ગુલામી-વિરોધી શિક્ષણ એ તેનું મહત્ત્વનું અંગ હતું. એની સિદ્ધિ માટે તેણે સરકારી શિક્ષણ ખાતાથી સ્વતંત્ર રહેવા અને તે સાથે અસહકાર રાખવાનો સિદ્ધાંત આવશ્યક હતો આ સિદ્ધાંતને એ અર્થમાં હવે આધાર રહ્યો નથી એમ કહી શકાય.

હવેનો પ્રશ્ન આ જાતનો છે. પ્રજાને શિક્ષિત કરવાની જવાબદારી સરકારની છે એ આજનો સર્વમાન્ય સિદ્ધાંત છે. તે માટે શિક્ષણ ફરજિયાત કરવાની આવશ્યકતા અને સરકારનો અધિકાર મનાયાં છે. સરકાર પોતાના વિચારો મુજબ જ શિક્ષણપ્રણાલિકા ગોઠવે એ સ્વાભાવિક ગણાય. એ આજ રૂપમાં પ્રજાના પ્રતિનિધિઓની બનેલી છે. તે પ્રતિનિધિઓને જે શિક્ષણ સારું અને વ્યવહાર્ય લાગે તે જ આપી શકે દરેકને શિક્ષણ મળે છે એ એણે જોવું રહ્યું. આથી શિક્ષણનાં ફરજિયાત અંગો કયાં ને મરજિયાત કયાં એ પણ તે જ ઠરાવે. અને જે અંગોને ફરજિયાત માન્યાં હોય તે સર્વ

શિક્ષણ સંસ્થાઓ — સરકારી કે ખાનગી — સૌને બંધનરૂપ કરે તો જ તે પોતાની દૃષ્ટિએ પોતાની જવાબદારી અદા કરે છે એમ માની શકે. દાખલા તરીકે જો સરકાર એમ માને કે સર્વે ભણેલાઓને નાગરી, ઉર્દૂ અને પ્રાન્તીય ત્રણે લિપિઓ આવડવી જોઈએ તો સર્વે સંસ્થાઓને તે ત્રણે લિપિઓનું શિક્ષણ ફરજિયાત કરશે. એને લાગે કે બે બસ છે તો તેમ કરશે: તે સ્થિતિમાં ત્રીજીનું જ્ઞાન મરજિયાત જ રહેશે. એ જ પ્રમાણે અંગ્રેજી, ધર્મ, કાંતણ વગેરેના શિક્ષણ વિષે પણ થાય. ફરજિયાત અંગોને છોડીને બીજી ગમે તેટલી કેળવણી મળી હોય તોયે તે સરકારની દૃષ્ટિએ શિક્ષિત નહીં ગણાય. જેમ કે, કેવળ વેદપાઠી બ્રાહ્મણ કે કુરાનપાઠી હાફીઝ.

ખ્રિસ્તી શાળા સૌ વિદ્યાર્થીઓને બાઇબલના વર્ગમા બેસવું ફરજિયાત કરવા ઇચ્છે અને તેની તે સરકારી નિયમોમા મનાઈ હોય.

આમ સરકાર વિરોધી પક્ષના તેમ જ ખાસ કોમોના શિક્ષણ વિષે જુદા જુદા ચીના રહે એ સ્વાભાવિક છે. તે પૈકી પહેલો પક્ષ પોતાના ચીનાને રાષ્ટ્રીય શિક્ષણ કહે અને સરકારી શિક્ષણને અરાષ્ટ્રીય, તથા તેનાથી સ્વતંત્ર રહેવાનો આગ્રહ રાખે એમ બની શકે જો સરકારી નિયમો તેમા વિરૂપ હોય તો શિક્ષણ સંસ્થાઓ ઉપર રાજ્યનો અંકુશ ન હોવો જોઈએ એવો મત તે ધરાવશે. પણ એ મતનો અર્થ એટલો જ સમજવાનો કે, જ્યા સુધી એના પક્ષની બહુમતી નથી થઈ ત્યા સુધી જ તેનો એવો મત છે. જો કાલે ઊઠીને તે પક્ષની સરકાર બને તો એ પણ પોતાના મત પ્રમાણેના અંકુશો મૂકશે જ. ઉદાહરણ તરીકે જો આજની સરકારનો એવો મત હોય કે રાષ્ટ્રભાષા એટલે દેવનાગરી તથા ઉર્દૂ બન્ને લિપિમાં લખવાની હિંદી-ઉર્દૂ મિશ્રિત હિંદુસ્તાની, અને તેને ફરજિયાત કરે, તો તે હિંદી પ્રચારકોની દૃષ્ટિમા રાષ્ટ્રીય શિક્ષણ નહી, પણ ભાષા અને લિપિનો સંકર કરનારી, અશુદ્ધ, કઢંગુ શિક્ષણ આપનારી અરાષ્ટ્રીય પ્રથા ગણાશે, અને તે ફરજિયાત હોવાથી શિક્ષણને રાજ્યના અંકુશથી સ્વતંત્ર રાખવાની હિમાયત કરશે. અને જો કાલે તેના હાથમા સૂત્રો આવે તો તે ઉર્દૂ ભાષા અને લિપિને સરકારી શાળાઓમાથી કાઢશે, અને હિંદુસ્તાની પુસ્તકોને અમાન્ય કરી શુદ્ધ હિંદી પુસ્તકો ચલાવશે. તે વખતે આજનો સરકારી પક્ષ તેને અરાષ્ટ્રીય કહેશે, અને પોતાને અનુકૂળ લાગતા પુસ્તકો ચલાવવાની સ્વતંત્રતા ઇચ્છશે

આમ સરકારી શિક્ષણ અને રાષ્ટ્રીય શિક્ષણ એ મોટા ગોળના શિક્ષણ અને નાના ગોળના શિક્ષણમાર્ગોના જ બીજા નામો બની જાય છે. નાના ગોળના મત પ્રમાણે સરકારી શિક્ષણ અરાષ્ટ્રીય, ભલે પછી એને પ્રજાના પ્રચંડ બહુમતનો ટેકો હોય.

દરેક દેશમાં આવું કાંઈક તો હોવાનું જ. જેના ખાસ સંપ્રદાયો છે કે જે સરકારનો હરીફ પક્ષ છે, તે પોતાની જુદી સંસ્થાઓ નાના પાયા ઉપર પણ ચલાવવાનો આગ્રહ રાખશે જ. જો તેમાં કાંઈ એવું હશે કે જેથી સરકારની હસ્તી જોખમમાં આવે તો તેને દમનનો સામનો કરવાનોયે પ્રસંગ આવશે.

સરકાર પર પ્રજાની કેળવણીની જવાબદારી છે એમ ઠરાવ્યા પછી સરકારનો શિક્ષણ પર કશો અંકુશ ન હોય એમ થઈ ન શકે. કેળવણી ખાતું વધારેમાં વધારે એટલી જ સ્વતંત્રતા ભોગવી શકે કે, સરકારે વખતોવખત ઘડેલા ધોરણને અનુસરી શિક્ષણનું તંત્ર ચલાવવામાં બીજા અધિકારીઓ કે ખાતાંઓની દખલગીરી તેમને નડે નહીં. જેમ ન્યાયખાતાની બાબતમાં હોય છે તેમ.

લોકશાહી તંત્રમાં સરકારી પક્ષથી જુદી જાતના વિચારો ધરાવનારા પક્ષોને જેમ બીજી બાબતોમાં પોતાની બહુમતી કરી પોતાના હાથમાં સરકારનાં સૂત્રો મેળવવાં પડે છે તેમ શિક્ષણના વિષયમાં પણ કરવાનું રહે. ગણાતી હોય લોકશાહી, પણ હકીકતે આપખુદી સરકાર હોય, તો તીન પરિસ્થિતિમાં અસહયોગ, બહિષ્કાર કે સત્યાગ્રહના બીજા ઉપાયો યોજવાનાયે પ્રસંગ આવી શકે. કેવળ શિક્ષણના ક્ષેત્રમાં જ આવુ બને એમ ન કહેવાય. સર્વે પ્રકારનાં રાજતંત્રોમાં ઉત્પન્ન થઈ શકનારી આ બાબત છે.

શિક્ષણ અને સાહિત્ય, ઑક્ટોબર ૧૯૪૭

## ૫

# 'વિશારદ'નો અભ્યાસ

અનુભવમાથી નવા સ્નાતકોને કાઈ આપી શકાય એમ હોય તો એક ભૂનમાથી એમને નીકળવા સૂચવુ. મારા એક મિત્ર કહેતા, After graduation comes humiliation (સ્નાતક થયા પછી હડધૂતના અનુભવો થાય છે) આ હકીકતરૂપે ઘણી વાર સાચુ હોય છે પણ તપાસતા માલૂમ પડશે કે એનું કારણ સ્નાતકની પોતાને વિષે બધાયેલી ભ્રમભરેલી કલ્પના છે ઘણા સ્નાતકોની એવી કલ્પના રહેતી હોય છે કે જેમ એક કારખાનામાથી તૈયાર થઈ નીકળેના માનને અમુક બજારભાવ હોવો જ જોઈએ, તેમ સ્નાતક થઈને બહાર પડતાની સાથે સમાજમા એને અમુક કિમત તથા અમુક પ્રતિષ્ઠા મળવા જ જોઈએ કડવા અનુભવોને અતે એ શોધી કાઢે છે કે એ પોતે કોઈ કારખાનાનો જડ માલ નથી, માટે એની અમુક કિમત ઠરી શકતી નથી, અને પરાવલબનમા જીવન ગાળવા ઉમેદવારી કરનારને પ્રતિષ્ઠાના ખ્યાલ પણ દૂર કરવા પડે છે

આ શોધતા શોધતા એને જે નિરાશા ભોગવવી પડે છે એનુ કારણ એની પોતાની જ ભૂલ હોય છે એ તપાસશે તો જોશે કે વિશારદ (કે બી એ) સુધીનો અભ્યાસક્રમ સામાન્ય રીતે આજીવિકાનુ સાધન બની શકે એ ઉદ્દેશથી યોજાયેલો જ હોતો નથી એ તો વિદ્યાવ્યાસગીનો જ અભ્યાસક્રમ છે ભાષાઓ, ઇતિહાસ સપત્તિશાસ્ત્ર ઇત્યાદિ અનેક પાડિત્યના વિષયોનો જેને રસ છે, અને વધારે રસ ચાખવા ઇચ્છે છે, તેને માટે એ અભ્યાસક્રમ છે એ જો વિશારદ થવા સુધી પોતાનો અભ્યાસ લબાવે તો તે કેવળ વિદ્યાપ્રાપ્તિની રુચિથી જ લબાવી શકે. એટલે વિશારદ થયા

પછી એમાંથી આજીવિકા મેળવવાનું ફળ ઇચ્છવું એ એક પ્રકારના બીજમાંથી બીજા પ્રકારનું ફળ ઇચ્છવા જેવું ગણાય સામાન્ય રીતે તો વિશારદે પણ ત્યાર પછી આજીવિકા માટે વિશેષ લાયકી મેળવવી જોઈએ. અને તે લાયકાત જે ધંધામાંથી આજીવિકા મેળવવી હોય તે ધંધામાં ઉમેદવારી કરીને જ મેળવી શકે એ રીતે સ્નાતક થયા પછી પોતાને એ આજીવિકાની વિદ્યાનો વિદ્યાર્થી કલ્પે તો અનેક સ્વારોપિત મોટાઈઓનો અને મહત્તાઓનો ત્યાગ કરે, અને વિદ્યાર્થીના જેવા જ નમ્રતા અને શિષ્યભાવ ચાલુ રાખે. એવા સ્નાતકને ઉપર લખેલુ અંગ્રેજી વાક્ય દુ:ખથી કહેવાનો પ્રસંગ ન આવે. સ્નાતક માને છે કે હવે એ શિષ્ય મટી ગયો, હવે એ ધનને, માનપાનને લાયક થયો એ શિષ્ય મટી ગયો હોય તો પણ અમુક વિદ્યાઓ પરત્વે જ, ધનપ્રાપ્તિની કે આજીવિકાની પ્રાપ્તિની વિદ્યા પરત્વે નહીં ત્યા તો એણે પાછી નમ્રભાવે, શિષ્યભાવે ઉમેદવારી જ કરવી જોઈએ.

શરૂઆતના કાળમા અને હજુ કેટલાકને માટે સ્નાતક થતા જ આજીવિકાના માર્ગો ઊઘડે છે એ સાચુ છે. એ અપવાદરૂપે છે. એ અપવાદોના કારણ પણ જુદા છે. એમને માટે વિશારદ સુધીનો અભ્યાસક્રમ આજીવિકાની દૃષ્ટિથી ઘડાયેલો છે એમ નથી, પણ કેટલાક ધધાઓમાં કેવળ અગ્રેજી ભાષા પરનો સારો કાબૂ હોવો એટલી જ ધધાને અગે ખાસ લાયકાત અપેક્ષિત હોય છે, એટલે એવા ધધાઓમા અગ્રેજીના કાબૂને આર્થિક કિંમત મળે છે. એવુ દરેક ધધામા ન થઈ શકે. આ ઉપરાત લાગવગ વગેરે વસ્તુઓથી થતા લાભો પણ સામાન્ય નિયમમા ન ગણાય. સામાન્ય નિયમ તો એ જ જોઈએ કે દરેક સ્નાતક એમ માને કે અત્યાર સુધી હોશ હતી તેટલી વિદ્યાની ઉપાસના કરી, હવે કાઈક આજીવિકા માટે શીખીશે.

કેળવણી અક, ૨૫–૧–'૨૫

૬

# માણુસાઈની, પ્રતિષ્ઠાની અને નિર્વાહની કેળવણી

વિદ્યાપીઠ કાર્યાલય તરફથી સ્નાતકોને તેમની પ્રવૃત્તિ વિષે કેટલાક પ્રશ્નો પૂછવામા આવ્યા હતા કેટલાક સ્નાતકોના આ પ્રશ્નોના ઉત્તરો આવી ગયા છે, બીજાના આવે છે. બહુ થોડા સ્નાતકોને પોતાનુ ભવિષ્ય આશાજનક અને હાલની સ્થિતિ સંતોષકારક લાગે છે. મોટા ભાગના ઉત્તરો નિરાશાભર્યા અને ચિંતાથી ભરપૂર તથા ચિંતા કરાવનારા છે એકાદ બે તો કરુણાજનક સ્થિતિમાં દિવસો ગાળે છે. સર્વે ઉત્તરોનું તારણ કાઢવાનો વિચાર નથી. પણ ઉત્તરો ઉપરથી સૂઝના કેટલાક વિચારો રજૂ કરવા ધારુ છુ

તે પહેલા એક બે વાતોનો ખુલાસો સ્નાતકોને આશ્વાસન (!) માટે કરી લઉ.

સ્નાતક થયા પછી નિર્વાહ માટે યોગ્ય ધધો મેળવવા માટેની મુશ્કેલી ઘટેલી જણાતી નથી. એ બિના ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતકોને જ લાગુ પડે છે એવો ખ્યાલ વિદ્યાપીઠના સ્નાતકોને હોય તો તે ભૂલભરેલો છે. આગળ એક વાર કહી ગયો છુ અને ફરીથી કહું છુ કે આ પ્રશ્ન બધાએ સ્નાતકોને એકસરખો જ મૂઝાવનારો થાય છે. મારુ નિરીક્ષણ તો એવુ થાય છે કે આપણામાના ઘણા ખરા સ્નાતકોનો બી એ, એમ એ., એલએલ બી સુધીનો અભ્યાસ કાંઈક આ પ્રકારની પરિસ્થિતિમા વધે છે અગ્રેજી ૫ મા કે ૬ ઠ્ઠા ધોરણ સુધી એટલે આશરે ૧૫ કે ૧૬ વર્ષની ઉમર થતા સુધી કૌટુંબિક સ્થિતિની બહુ ચિંતા કર્યા વિના અભ્યાસ ચાલે છે. પછી ઘરની સ્થિતિનો કાંઈક વધારે ખ્યાલ બધાય છે, પોતાની જવાબદારીનું કાંઈક ભાન થાય છે, અભ્યાસનો ખર્ચ પૂરો પાડવો

માબાપને કરવુ પડે છે એમ જણાતું જાય છે પણ આગળી કાચી ઉમરે શુ કરવુ એવો પ્રશ્ન માબાપને તેમ જ આપણને ઊઠે છે, તેનો જવાબ મળતો નથી, આપણો અભ્યાસનો ઉમગ કાયમ હોય છે, મિત્ર વગનું પ્રોત્સાહન એને અનુકૂળ હોય છે એટલે છેવટે આવ્યું 'તાણ્યુ' છે તો હવે મેટ્રિક થયા, હવે શુ કરવુ? પાછુ કુટુમ્બનું અને મિત્રોનું મડળ ભેગુ થાય છે વાટાઘાટ થાય છે પણ કશો ચોખ્ખો ઉકેલ સૂઝતો નથી કુટુમ્બ પ્રત્યેની જવાબદારીનું ભાન છતા વિશેષ અભ્યાસ કરવાની આપણી હોશ નરમ થયેલી નથી હોતી વિશેષ અભ્યાસ કરીને એ સ્થિતિ સુધારવાનીયે દરેકને આશા તો રહેલી હોય છે જ કૌટુમ્બિક સ્થિતિ છેક ખરાબ ન હોય, આપણે પરીક્ષાઓ પસાર કરવામા ઠેક ઠોક ન હોઈએ, તો બીજો કોઈ ઉકેલને અભાવે મેનેજમા જોડાવાના નિર્ણય ઉપર તણાઈએ છીએ આજની ચિંતાને ચાર વર્ષની મુદત આપી ઠેલી દઈએ છીએ. એમ કરતા કરતા બી એ થયા વળી પ્રશ્ન આવીને ઊભો વળી કાઈક સતોષકારક ઉકેલ નથી મળતો, એટલે વળી પાછા એલએલ બી. થવાના નિર્ણય તરફ મેચાઈએ છીએ આ રીતે આપણામાના મોટા ભાગના વિદ્યાર્થીઓનો ઉત્તરોત્તર અભ્યાસ આત્મનિર્ણયથી નથી વધતો, પણ જીવનનિર્વાહની પદ્ધતિ વિષે કોઈ રીતનો સતોષકારક નિર્ણય ન થઈ શકવાથી ખેચાઈને વધે છે આવી સ્થિતિ હોવાને લીધે બી. એ કે એલએલ બી કે સ્નાતક થયા પછી ૪થી ૬ વ૨ સુધી ઠેલી રાખેલી ચિંતા હૃષ્ટપુષ્ટ થઈને દમવા ઉભી થાય એમા આશ્ચર્ય નથી એ મુશ્કેલી વિદ્યાપીઠના સ્નાતકોને છે અથવા નથી છે એ ખ્યાલ ભૂલભરેલો છે 'એમ એ. બનાકે મેરી મિટ્ટી કચો ખરાબ કી?' વગેરે ગ્રેજ્યુએટોની દયાજનક દર્શન કરાવનારી કથાઓ આજકાલની નથી ગ્રેજ્યુએટોની ચિંતાના પ્રશ્નને ઉકેલવાના વિચારમાથીય કેટલેક અંશે દેશમાં અવારનવાર રાષ્ટ્રીય શિક્ષણની ચર્ચા અને હિલચાલની ઉત્પત્તિ થઈ છ.

વિદ્યાપીઠના કેટલાક સ્નાતકોએ એક હકીકત રજૂ કરી છે કે ઘણી જગાએ વિદ્યાપીઠના સ્નાતક હોવાને લીધે જ એમનો અનાદર થયો છે. એમને કહેવામાં આવ્યું છે કે 'અમને તો સરકારી ડિગ્રીવાળા માણસો જોઈએ!' માણસની જરૂર હોય છતાં સરકારી ડિગ્રીવાળા માણસ પ્રત્યે વિશેષ શ્રદ્ધા રાખવાવાળા આપણા દેશમાં માણસો છે એ હું જાણું છું. જેને વિશેષ અંશે પોતાના માણસો કહી શકાય એમને વિષે અશ્રદ્ધા — આત્મવિશ્વાસની ઊણપ — એ આપણને પરતંત્ર રાખનારાં કારણો પૈકી એક મહત્ત્વનું કારણ છે ખરું. હિંદુ પ્રજામાં આ રોગ વિશેષપણે છે. રાષ્ટ્રીય સંસ્થાની ડિગ્રી કરતાં સરકારી સંસ્થાની ડિગ્રીને વધારે માન આપવું, દેશની ડિગ્રી કરતાં યુરોપની ડિગ્રીને વધારે માન આપવું, એવી આપણને ટેવ છે ખરી. છતાં ઉપરનો જવાબ એ ટેવનું જ પરિણામ છે એમ માનવું નહીં. ઘણા માણસોને એવી ટેવ હોય છે કે જે કારણસર પોતાને અમુક ઉમેદવારને ન રાખવાની કે કાંઈ બીજું કામ ન કરવાની ઇચ્છા થતી હોય, તે કારણ ન બતાવતાં કાંઈક જુદું જ કારણ બતાવવું. માણસની જરૂર તીવ્રપણે ન હોય, અથવા અમુક ઉમેદવાર અંગતપણે પસંદ ન પડતો હોય અથવા કાંઈક સસ્તું કરવાની વૃત્તિ હોય ત્યારે 'અમારે બીજી જાતના માણસોની જરૂર છે' એવો જવાબ આપવો એ ધંધાધારીઓની ન્યાતમા સૌમ્ય ઉત્તર લેખાય છે આવા પ્રકારનું કિંચિત્ અસત્ય એ વિનયી ઉત્તર ગણાય છે.

પણ આ મુશ્કેલી જૂની છે અથવા સર્વસામાન્ય છે, અથવા આના ઉત્તરમાં સૌમ્ય અસત્ય રહેલું છે એમ કહેવાથી સ્નાતકોને કોઈ રસ્તો ખુલ્લો થતો નથી. આમ જાણીને જ ઉપર મેં આશ્વાસન પાછળ શંકાસૂચક ચિહ્ન મૂક્યું છે.

જ્યારે શરીરમાં રોગ લાંબા કાળથી ઘર કરીને બેઠો હોય. ત્યારે રૂઢ માર્ગે જીવન ગાળવાની પદ્ધતિ ચાલુ રાખી, દવાદારૂથી રોગ દૂર કરવાની યુક્તિઓ અજમાવ્યા કરવામાં મારી શ્રદ્ધા રહી નથી.

એણે પોતાની જીવન ગાળવાની રીત જ તપાસવી જોઈએ. એની જીવન ગાળવાની રીતના મૂળમા જ કાઈ ખામી હોવી જોઈએ, અને તે ખામી જ દૂર કર્યે છૂટકો. એ પદ્ધતિથી બીજાને એ રોગ નહીં થતો હોય એમ બને; એટલો એણે પોતાના જીવનના બીજમા જ ફરક સમજવો જોઈએ લાગી રેવને લીવે એ ખામી દૂર કરવાનું કઠણ થાય એ પણ બને; શી ખામી છે તેને બદલે બીજી સારી પદ્ધતિ કઈ એ તત્કાળ ન શોધી શકાય એમ પણ બને, પણ ક્યારેય પણ સમાધાન મળવાનુ હોય તો તે દૂર કરી વધારે સારી પદ્ધતિમાં જીવનને પળોટાવવાથી જ મળવુ શકય છે.

આ ન્યાયે સ્નાતકોની મુસ્કેલીઓનો ઉકેલ, શિક્ષણ દ્વારા આપણે શાની અપેક્ષા રાખીએ છીએ,' અને આપણું શિક્ષણ શું આપી શકે એમ છે એને તાત્ત્વિક રીતે શોધ્યા વિના નહીં મળી શકે એમ મને ભાસે છે; અને એ દિશામા આજનો પ્રયત્ન છે.

કેળવણીમાથી પ્રાપ્ત થતા ફળો પરથી કેળવણી ત્રણ પ્રકારની છે એમ ઠોકળપણે (roughly) કહી શકાય. કેટલીક કેળવણી કેવળ આપણી માણમાઈ વધારવા માટે છે, એ આપણી ભાવનાઓને–ગુણોને વિકાસવાવાળી છે, આપણને માણસ તરીકે વધારે ઉન્નત કરવાવાળી છે. માણસ સત્પુરુષનો સમાગમ કરે છે તે નિર્વાહની પદ્ધતિ શોધવા માટે નહીં, પણ એના ભક્તિ, સાધુતા, ત્યાગ, સાવધાનતા ઇત્યાદિ ગુણો માટે

કેળવણીમાંથી જે ફળની આપણને ઇચ્છા હોય તે પ્રમાણે વિદ્યાર્થીએ શિક્ષકને શોધવો જોઈએ. સત્પુરુષના સમાગમથી આપણું ચારિત્ર ઉચ્ચ થાય, તેને લીધે સમાજમાં આપણી શાખ સારી બંધાય, અને તેથી આપણો ધંધો વધારે સારો ચાલે એમ બને; પણ એ એવી કેળવણીનુ ગૌણ ફળ કહેવાય ચારિત્રની કેળવણીનું એ ચોક્કસ ફળ ન કહી શકાય. ઊલટું મુક્તાનંદ સ્વામીના શબ્દમાં કહીએ તો એમ પણ બને કે

"મધુકર, વાત મોહનવર કેરી,
જાદુગારી જોર રે,
નરનારી એને ગાયે સુણે તે
લાગે સંસારનો તોર રે.

* * *

તથા

ધન, દોલત, ઘરબાર ન એને
ભમતા ફરે રનોરાન રે.

* * *

જે કોઈ જગમાં એને અનુસરશે
તેના તે ભવાડા થાય રે;
મુક્તાનંદના નાથને સેવી
જગ છનરાયા થાય રે." (ઉદ્ધવગીતા)

એ જ પ્રમાણે એમ બને કે પ્રતિષ્ઠાની કેળવણીને પરિણામે સારી રીતે નિર્વાહ થઈ શકે એવી અધ્યાપન, લેખન ઇત્યાદિ વૃત્તિ મળે, પણ એ પણ એનું ગૌણ ફળ કહેવાય, એનું મુખ્ય ફળ તો શિક્ષિત વિદ્વાનની પ્રતિષ્ઠા મળે એટલું જ.

જેણે નિર્વાહની કેળવણી મેળવવી હોય તેણે તેવા જ શિક્ષક પાસે જવુ જોઈએ વેપારી થવુ હોય તેણે વેપારી પાસે ઉમેદવારી કરવી જોઈએ વાણિજ્યના સ્નાતક થવાથી વેપારી ન થઈ શકાય; પણ વાણિજ્યના અધ્યાપક થઈ શકાય; અને બની શકે તો વેપારીની

હાથનાકડી થઈ શકાય એ જ પ્રમાણે મિલના ઇજનેર થવુ હોય તો ત્યા જ ઉમેદવારી કરવી જોઈએ, સુથાર થવુ હોય તો સુથારને ત્યા ઉમેદવારી કરવી જોઈએ આવા ધધાઓ જો મહાવિદ્યાલયમા શીખવવામા આવે તો તેનું પ્રયોજન હુ એટલું જ સમજી શકુ છુ કે એવા ધધાદારીઓ એને વ્યવહારુ રીતે જાણે છે પણ શાસ્ત્રીય જ્ઞાનને અભાવે એનો પૂરતો ફાયદો નથી ઉઠાવી શકતા. એનું શાસ્ત્ર સમજાયુ હોય તો વિદ્યાર્થીઓ વિશેષ લાભ ઉઠાવી શકે, પણ તેથી ધધાદારીને ત્યા ઉમેદવારી કરવાની આવશ્યકતા ઓછી થાય એમ સમજવાનું નથી.

આ ન સમજવાને લીધે સરકારી તેમ જ રાષ્ટ્રીય વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ જે કેળવણી તેઓ મેળવે છે તેમાથી બીજી જ જાતના ફળની અપેક્ષા રાખે છે, અને તેવુ ફળ ધારેલે સમયે નથી મળતું ત્યારે નિરાશ થઈ કેળવણીને દોષ દે છે

ગૂજરાત વિદ્યાપીઠનું મુખ્ય ધ્યેય તો વિદ્યાર્થીઓની માણસાઈને પોષવાનું છે, સ્વરાજ વિના હિદી પ્રજાની સ્થિતિ શરમાવનારી છે એનું ભાન કરાવવાનું છે અને એમ કરાવી તે ધર્મને સિદ્ધ કરવા અને સ્વરાજના યજ્ઞમા સિપાઈ તરીકે એમને પોતાને હોમી દેવા તૈયાર કરવાનું છે વિદ્યાપીઠમા આવનારા વિદ્યાર્થીઓ પોતાનો નિર્વાહ કેમ મેળવવો એ પણ ન જાણતા હોય એવી વિદ્યાપીઠે આશા જ રાખી નહોતી એમ કહી શકાય. નિર્વાહ મેળવવા માટે જોઈતા સાહસ ઉત્સાહ અને પુરુષાર્થથી તો એમનામા ઘણા વધારે પ્રમાણમા એ ગુણો તેઓ લઈને આવે એમ માની લેવાયુ છે

પણ પ્રતિષ્ઠાની કેળવણીને પણ આજે વિદ્યાપીઠમા સ્થાન મળ્યુ છે સરકારી કૉલેજોનું તો એ જ મુખ્ય ક્ષેત્ર છે એમ કહી શકાય વિદ્યાપીઠમા એને બીજું સ્થાન છે, જોકે એણે જ મુખ્ય સ્થાન પડાવ્યુ છે એમ પણ લાગવાનો સભવ છે ૧૮ કે ૨૦ વર્ષની ઉમરે ઉચ્ચ કોમોના યુવકોમા વિદ્યાપ્રાપ્તિની હોશ જોરમા રહેલી

હોય છે. એ હોંશ ઘણી વાર અયોગ્ય પ્રમાણમાં અને વિશેષ અગત્યની જવાબદારીઓને ભોગે પોષાય છે એ ખરું; છતાં એ સર્વથા દોષમય જ છે એમ નથી કહી શકાતું; એટલે એને પોષવા 'આગળ વધેલા' સમાજમાં કાંઈક સ્થાન આપવું અપરિહાર્ય થાય છે. પણ એમ માની લેવાને હરકત ન હોય કે કેળવણી લેવા આવનાર નિર્વાહની ચિંતાથી મુક્ત છે; એ કેવળ વિદ્યાર્થીની હોંશથી જ કૉલેજ કે મહાવિદ્યાલયમાં પ્રવેશ કરે છે. કેટલેક અંશે એમ કહી શકાય કે મહાવિદ્યાલયમાં વિદ્યાપ્રેમી અને ખાત્રેપીધે સુખી યુવકોને સ્થાન છે, અથવા જે ભિખારી જેવી સ્થિતિ ભોગવતાં પણ વિદ્યાનો પ્રેમ છોડી શકતા નથી તેમને સ્થાન છે.

પણ જેને ૧૫–૧૭ વર્ષની ઉમરે જ નિર્વાહનો પ્રશ્ન મૂંઝવતો હોય તેણે ભાષાવિશારદ કે ઇતિહાસવિશારદ થવા પ્રયત્ન કરવો એ—જો એ ભિખારીની સ્થિતિ ભોગવવા તૈયાર ન હોય તો—ભૂલ છે. પોતે કઈ રીતે પોતાનો નિર્વાહ કરવા ઇચ્છે છે તેનો એણે નિશ્ચય કરવો જોઈએ; અને તે રીતે જે પોતાનો નિર્વાહ ચલાવતો હોય તેને ત્યાં ઉમેદવારી કરવી જોઈએ; જો એમાં વિશેષ કુશળતા મેળવવી હોય તો તેનું શાસ્ત્રીય જ્ઞાન જ્યાં મળતું હોય ત્યાં જવું જોઈએ. કેટલાક 'પ્રતિષ્ઠિત' કેળવણી લીધેલાઓ ત્યાર પછી કેવળ વિદ્યાની પ્રતિષ્ઠા નહીં પણ ધનની પ્રતિષ્ઠા પણ મેળવી શકે છે, અને કેટલાક નિર્વાહના માર્ગોમાં 'પ્રતિષ્ઠિત' કેળવણી દ્વારા જ પેસી શકાય છે એમ કદાચ કહેવામાં આવશે, પણ વિચાર કરતાં માલૂમ પડશે કે આમાં પ્રતિષ્ઠિત કેળવણી કરતાં અન્ય કારણો જ કારણભૂત છે. અધ્યાપન કાર્ય સિવાય બીજા કોઈ ધંધામાં એના શેક્સપિયર કે કાલિદાસ સાથેના ઊંડા પરિચય માટે, કે એણે ઇતિહાસ કે સંપત્તિશાસ્ત્ર કે તત્ત્વજ્ઞાનમાં પહેલે નંબરે મેળવેલા ગુણ માટે સારી નોકરી મળેલી સાંભળી નથી. એનો ઊંચો નંબર એનામાં તીવ્ર બુદ્ધિ છે તથા એનું અંગ્રેજી સારું હશે એટલું અનુમાન કાઢવા માટે ઉપયોગી થાય

છે; એના ધંધા માટે એને શેક્સપિયરનો પરિચય હોવો જોઈએ એમ કોઈ માનતું નથી. એમાં આખરે તો તીવ્ર બુદ્ધિ, મહેનત, અને કેટલીક વાર લાગવગ એ જ સહાયક થાય છે. તાત્પર્ય એ કે પ્રતિષ્ઠિત કેળવણીમાંથી સીધી રીતે નિર્વાહનું ફળ ઊપજતું નથી.

કદાચ એવો પ્રશ્ન ઊઠે કે ત્યારે ગરીબ યુવકને શું 'પ્રતિષ્ઠિત' વિદ્યા મેળવવાનો અધિકાર નથી? સમાજે એમને પણ વિદ્યાના સર્વ લાભો મળે એવી વ્યવસ્થા કરવી ઘટતી નથી? હકીકતે એવું છે ખરું; જે 'પ્રતિષ્ઠિત' વિદ્યાઓ કહેવાય છે, તે નવરાશ મેળવી શકનારા લોકો જ ખેડી શકે છે. એ સ્થિતિમાં વિષમતાયે છે; પણ એ આજની તો વસ્તુસ્થિતિ છે. છતાં ગરીબ પણ પુરુષાર્થી અને વીર્યવાન યુવક વિદ્વાન થઈ શકે. માત્ર એણે પોતાના સમયપત્રકમાં થોડો ફરક કરવો જોઈએ. આપણામાંના ઘણાખરા યુવકોની, પરીક્ષાઓ પસાર કર્યા પછી, જ્ઞાનપિપાસા જ મરી જાય છે. ચારેક વર્ષમાં જ એ પોતાની વિદ્યાપ્રાપ્તિની સર્વ હોંશને પૂર્ણ (!) કરી નાખે છે. વિદ્યાર્થી દશા અને અવિદ્યાર્થી દશા—એવા જીવનના બે ભાગ

મેળવે, અને પછી નિર્વાહની કેળવણી માટે પાછી ઉમેદવારી કરવા તૈયાર રહે કોઈ કબીર જેવો શિક્ષક હોય કે જે માણસાઈની કેળવણી પણ આપી શકે, પોતાના સમયની 'પ્રતિષ્ઠિત' વિદ્યાએની કેળવણી પણ આપી શકે, અને સાથે વણાટ જેવા નિર્વાહના ધંધાની કેળવણી પણ આપી શકે તો તે અમૂલ્ય લાભ ગણાય; પણ એવુ બધાને પ્રાપ્ત નથી થઈ શકતુ એમણે તો અનુક્રમે દરેક પ્રકારના શિક્ષકોનુ શિષ્યત્વ સ્વીકારવુ જોઈએ, નહીં તો નિરાશ થયા વિના છૂટકો ન થાય

નવજીવન, કેળવણી અંક, ૨૯-૧૧-૧૯૨૧

## ૭

# શિક્ષણમાં ભાવનાઓનો વિકાસ

પૂ ગાંધીજી વારવાર કહેતા આવ્યા છે કે તમારા બાળકોને પહેલા મનુષ્ય બનાવો, પછી અક્ષરજ્ઞાન આપો. શિક્ષણ એટલે માત્ર અક્ષરજ્ઞાન નહીં. અક્ષરજ્ઞાન એટલે મનુષ્યત્વ નહીં.

આપણો છોકરો રવીન્દ્રનાથ જેવો કવિ થાય, જગદીશચદ્ર જેવો રસાયણી થાય, ભાસ્કરાચાર્ય જેવો જ્યોતિષી થાય, વૈદકશાસ્ત્રમા એક્કો થાય, પાકશાસ્ત્રમા પ્રવીણ થાય, સગીતશાસ્ત્રમા પ. વિષ્ણુ દિગબરને હરાવે, વાદવિવાદમા મર્વે શાસ્ત્રીઓ તેમ જ વકીલોને જીતી લે, વક્તૃત્વમા સુરેન્દ્રનાથ બેનરજીને પાછળ મૂકે, છતા એનામા મનુષ્યત્વ અળ્યુ ન હેય એમ બને.

આ ઉપરાત જૈમિનીના જેવો કર્મકાડી હોય, સાપ્રદાયિક વિધિઓને યથાશાસ્ત્ર અનુસરનારો હોય, તોપણ એ મનુષ્ય ન બન્યો હોય એમ બને.

મનુષ્યત્વ એટલે શું?

શરીરની તાલીમ મહત્ત્વની છે, પણ બળવાન તો હાથીયે છે બુદ્ધિની સૂક્ષ્મતા મહત્ત્વની છે, પણ કર્તૃત્વ (પુરુષાર્થ) વિના બુદ્ધિ વાંઝણી છે

મનુષ્યત્વ સૌન્દર્યમાંયે નથી પક્ષીઓનું નૈસર્ગિક સૌન્દર્ય શરીરને ગમે તેવા શૃંગાર ચડાવવાથી નહીં આવે.

શરીરને સાચવવાનો પ્રાણીમાત્રનો સ્વભાવ છે પણ કૂતરા ઘોડા જેવા કેટલાક પશુઓ સ્વામીને માટે શરીરને જતું કરે છે કેટલાક પક્ષીઓ પોતાના જોડીદારના વિયોગથી શરીરને જતું કરે છે યુદ્ધમાં વીર બનાવના કરતા આપણા રજપૂતોને મરવું સારું લાગતું દેવાળું કાઢવા કરતા પોતાનો જીવ વૈશ્યને વહાલો ન હતો

મનુષ્યનું મનુષ્યત્વ ઉચ્ચ ભાવનાઓ સાથે એકરૂપ થવામાં છે જેનામાં શૌર્ય ક્ષમા, દયા અહિંસા, સત્ય, પ્રેમ ઇત્યાદિક ભાવનાઓનો અત્યંત વિકાસ થયો છે, તેને આપણે મહાત્મા, પૂજ્ય, સંત, અવતારી ગણીએ છીએ તે પોતાની ઉન્નતિ સાધી ગયા છે જેમણે એ ભાવનાઓ સાથે અત્યંત પુરુષાર્થ—કર્તૃત્વ દાખવ્યા

એક ભાવના સાથે તદ્રૂપ થઈ શકે છે, તેને એથી પણ વધારે ઊંચી ભાવના સાથે તદ્રૂપ થતાં વાર નહીં લાગે.

આપણા દેશમાં ભાવનાઓનો વિકાસ અટકી પડ્યો છે, અથવા એણે વિપરીત સ્વરૂપ લીધું છે, તેને લીધે આપણને કિંચિત્ ત્યાગ કરવો પણ આજે આકરો પડે છે.

ભાવનાઓની શુદ્ધિ અને એનો વિકાસ એ બાળકની કેળવણીમાં શરીરના પોષણની લગોલગ પાછળ આવવું જોઈએ.

ભાવનાઓની કેળવણીની પ્રાથમિક શાળા કુટુંબ છે. એ શિક્ષણ આપનાર પહેલી ગુરુ માતા છે, અને બીજો ગુરુ પિતા છે; એનો પહેલો પાઠ પ્રેમ છે; અને એનું પહેલું ફળ વડીલોની સેવા કરવાની વૃત્તિનો વિકાસ છે.

આજ્ઞાનું પાલન અને સેવા કરવાની વૃત્તિ એક નથી. આજ્ઞાનું પાલન બીકથી પણ થાય. લાડ અને પ્રેમ એક નથી. લાડમાં મૂર્ખતા પણ હોય. જે બાળકને માતૃભક્ત અને પિતૃભક્ત થવાનો પાઠ મળ્યો છે તે મનુષ્યમાત્રનો ભક્ત થઈ શકશે. કુટુંબસેવામાં જનસમાજની સેવાનું બીજ રહેલું છે.

સેવાવૃત્તિનો વિકાસ એ મનુષ્યત્વનું પહેલું લક્ષણ છે, અને કદાચ છેવટ સુધી રહેનારું પણ હોય. એ વૃત્તિના વિકાસમાં અને એના ક્ષેત્રના વિસ્તારમાં જગતનું કલ્યાણ સમાઈ જાય છે.

માતાપિતાની આજ્ઞાના પાલન માટે જે બાળક શરીર અર્પણ કરતાં શીખ્યો છે, તે ગુરુ પાસે ગયા પછી ગુરુ માટે પણ એમ જ કરશે, અને મોટા થયા પછી સમાજ માટે પણ એ ભોગ આપી શકશે.

રામમાં પિતૃભક્તિ ન હોત તો એને અવતાર તરીકે કોઈ પૂજત નહીં. એ પિતૃભક્ત ન હોત તો એ પ્રજાભક્ત પણ થઈ ન શકત.

નંદ અને યશોદા ભણેલાં ન હતાં; પણ એ કૃષ્ણને કેળવણી આપી શક્યાં હતાં. એમણે જે પ્રેમનો પાઠ શીખવ્યો, તે પાઠમાંથી જ કૃષ્ણની મોરલીમાં માધુર્ય રેડાયું.

બાળક પરમેશ્વરની પૂજા કરતાં શીખે તેની પહેલાં પણ બાળક માતાપિતાને દેવ માનતાં શીખે એ વધારે મહત્ત્વનું છે.

ભાવનાના વિકાસમાં બીજું સ્થાન કર્તૃત્વની – પુરુષાર્થ કરવાની – શક્તિનુ છે. આપણ એકેય વસ્તુ પાર પાડી શકતા નથી, એનું કારણ આપણે કર્તૃત્વહીન બન્યા છીએ, કશુંયે કરવાની આપણામાં ધગશ નથી. આપણી અશક્તિને આપણે ઘણી વાર આપણી સાધુતા ગણી છે. પુરાણોમાં કહ્યું છે કે ભારતવર્ષના રાજાઓને દેવો પોતાની મદદે બોલાવતા, પણ આજે તો દેવ આવીને આપણો ઉદ્ધાર કરી જાય એવુ આપણે ઇચ્છીએ છીએ ! આપણામાં દયા ઘણી હોય, પણ પુરુષાર્થ ન હોય તો એ દયા શા કામની ? જે કાંઈ ઇષ્ટ હોય

## ૮

# વિનય વિ૦ મક્કમપણું અને સ્વાતંત્ર્યવૃત્તિ

એક ભાવી સ્નાતક જે મારી સાથે અંગતપણે મીઠો સંબંધ રાખે છે અને મારું અપમાન કરે નહીં એટલો આદર રાખે છે તે વિદ્યાપીઠ કાર્યાલય તરફથી એના ગેરલાભમાં કાંઈ ગફલત અથવા પક્ષપાત થયો છે એવી ગેરસમજ કરી લઈ નીચેના પ્રશ્નો પૂછે છે:

> "મારી સાથેના વિદ્યાર્થીઓને આ ફારમ મારા કરતાં વહેલું મળવાનું કાંઈ કારણ? મારે એમની સાથે જ . . . નામ નોંધાવી . . . ભાગ લેવાની ઇચ્છા નહીં હોય એમ માનવાનું કાંઈ કારણ? હોય તો જણાવવા કૃપા કરશો."

આવા પ્રકારની શૈલીમાં લખાયેલા પત્રો અવારનવાર મારી પાસે આવે છે. વિદ્યાર્થીઓની સ્વાતન્ત્ર્યવૃત્તિ પોષાય એવું વાતાવરણ મને ઇષ્ટ લાગે છે; એ વૃત્તિના વિકાસમાં કોઈ વાર વિદ્યાર્થી તારતમ્યનો તોલ ખોઈ બેસે એ શક્યતા હું સમજી શકું એમ છું; એટલે આવા પત્રવ્યવહાર કોઈ આવી જાય તો હું કેવળ હસીને એને દફતરે ચડાવી દઉં છું. આ પત્ર હું છાપે ચડાવું છું તેમાં એ ભાઈને જાહેરપણે ઠપકો દેવાનો આશય નથી; પણ મારો એ સ્નાતક સાથે વિશેષ પરિચય હોવાથી ગેરસમજ થવાનો ઓછો સંભવ છે એમ માની લઈ એના પત્રને મારે ટીકા કરવી છે તેનું નિમિત્ત કારણ કરું છું એટલું જ. આ ટીકા વાંચી એ ભાઈ પાસે કોઈ જાતની ક્ષમાયાચનાની હું અપેક્ષા રાખું છું એમ એ ન માને.

આપણા દેશમા ઘણાખરા સત્તાધિકારીઓના મનમા એવો ખ્યાલ જોવામા આવે છે કે હાથ નીચેના માણસો કે રૈયત સાથે

વર્તવામા વિનય રખાય જ નહી, એ મોળાપણુ ગણાય, એથી અધિકારી પોતાનો દૃઢ નિશ્ચય અને મોભો જાળવી ન શકે, પોતાની ફરજ અદા કરી ન શકે જે અધિકારીઓ ખુશામત કરી કરીને ઊચે ચડેલા હોય છે તેમનામા આવો ખ્યાલ જડ ઘાલી બેઠેલો હોય છે. એમને એમ સમજાતુ નથી કે રીતસર એમને પ્રાપ્ત થયેલા અધિકારોનું બળ જ નિયમ મુજબ કામ કરાવવુ આવશ્યક હોય તે કરાવી લેવા માટે પૂરતુ છે, એને તોછડાપણાના બળની મદદની જરૂર નથી

આવો જ બીજી દૃષ્ટિએ સ્વાતન્ત્ર્યના (¹) જમાનામા વિનયી ન થવુ જોઈએ એવો વિદ્યાર્થીઓમા પણ ખ્યાલ બંધાયેલો જોવામા આવે છે. તેઓ એમ સમજતા જણાય છે કે વિનય એ ગુલામીના સરકારોમાથી ઉત્પન્ન થયેલો દુર્ગુણ છે, એટલે વિનયના નાશથી ગુલામીનો નાશ કરવાની આશા રાખે છે એમને એમ નથી સમજાતુ કે વિનયમાયે બળ રહેલું છે, અને સ્વાતન્ત્ર્યવૃત્તિનો માણસ કેવળ વિનયબળથી જ અન્યાયી અધિકારીને માત કરી શકે, ગુલામી મનોદશાના નાશ માટે અવિનયી થવાની જરાયે આવશ્યકતા નથી, પણ મનમાથી ભયથી ઉત્પન્ન થતો સકોચ અને તેથી વિનય યુક્ત પણ સાફ સાફ સત્ય બોલવાની નાહિંમત જ દૂર કરવાની જરૂર છે

નહીં પણ આગળ ઉપર એ જીવનના કડવા અનુભવથી જોશે કે સ્વાતંત્ર્ય વૃત્તિની હિંમત એનામાં આવી જ નથી, પણ એવું સમજી એણે પોષેલી તોછડાઈથી એણે કેવળ પોતાના જીવનસાફલ્ય ઉપર જ કુહાડો માર્યો છે.

વિદ્યાર્થીઓ આ બાબત પોતે વિચાર કરશે અને તોછડાઈની વધતી જતી વૃત્તિને દાબમાં રાખશે એમ આશા રાખું છું.

નવજીવન, કેળવણી અંક, ૨૯-૧૧-૧૯૨૫

૯

## તારતમ્યબુદ્ધિ

કોઈ પણ જાતના અંગત સ્વાર્થ વિનાના માણસો સર્વને સંમત હોય એવું એકાદ સત્કાર્ય ઉપાડે છે, ત્યારે તેમનામાં પણ એ કાર્યને અંગે તીવ્ર મતભેદો ઉત્પન્ન થઈ આવે છે એવો કેટલેક અંશે દુઃખદ અનુભવ સર્વેને થયો હોય છે એ મતભેદ ઘણી વાર સિદ્ધાંતની ભાષામાં રજૂ થાય છે. એ સિદ્ધાંતનો અસ્વીકાર કરવા વિરોધી પણ તૈયાર નથી થતો, છતાં એ સિદ્ધાંતમાંથી ઊપજતું તાત્પર્ય પણ એ સ્વીકારી શકતો નથી. ક્યાંક ભૂલ થાય છે એમ એ સમજે છે, પણ એ ભૂલને બતાવી ન શકવાને લીધે એનો વિરોધ દુરાગ્રહમાં ખપે છે આમાંથી ઘણી વાર કામ કરનારાઓ વચ્ચે લેવાદેવા વિનાનું વૈમનસ્ય ઉત્પન્ન થઈ આવે છે, ફરીથી ભેગા મળી કામ કરવાનો ઉત્સાહ ભાગી જાય છે, અને કદી કદી પ્રવૃત્તિ પણ ભાગી જાય છે. જાહેર કાર્યોમાંથી કેટલાક માણસો આવાં કારણોને લીધે નિવૃત્ત થયેલા પણ જોવામાં આવે છે.

આ સ્થિતિ બતાવે છે કે આપણા જીવનમાં, જીવનસિદ્ધાંતમાં, આપણી બુદ્ધિમાં કે કેળવણીમાં કાંઈક ખામી રહેલી છે.

આ ખામીનો એક અંશ આજે વિચારવા ઇચ્છું છું.

આ ખામી તે તારતમ્યની ખામી છે * વિચારમા તારતમ્યના સિદ્ધાતનુ વિસ્મરણ અને આચારમા તારતમ્યની મર્યાદા નક્કી કરવાની બાબતમા મૂઝવણ એ અનેક વાર પ્રામાણિક માણસોના મતભેદોનુ કારણ હોય છે

આનો ખુલાસો કરુ

આચરણનું ધોરણ ઠરાવવામા કોઈ એક જ સૂત્રથી દર્શાવાતો વિચાર કે સિદ્ધાત આપણને પરિપૂર્ણ લાગે અને એ વિચાર કે સિદ્ધાતથી જે અનુમાનોની પરંપરા નીકળે તેને જ વળગી રહેવામા યોગ્ય આચરણ સમાયેલુ છે એમ લાગે, ત્યા તારતમ્યના સિદ્ધાતનુ આપણને વિસ્મરણ થાય છે હકીકત એ છે કે યોગ્ય આચરણ એ કોઈ એક વિચાર કે સિદ્ધાતને બરાબર ગ્રહણ કરવામાથી નીપજતુ નથી, પણ અનેક વિચારો કે સિદ્ધાતોમા રહેલા તથ્યાંશોનો સ્વીકાર કરી, પ્રાપ્ત વસ્તુસ્થિતિમા એ સર્વે સિદ્ધાતોનો સુમેળ સમુચ્ચય કરવામાથી થાય છે ભાતના એ સિદ્ધાતો ઘણી વાર એકબીજાથી વિરુદ્ધ લાગતા હોય છે, છતા એવા પરસ્પર વિરોધી સિદ્ધાતોમાયે

પણ આના ઉપરથી એવો સાર કાઢવામાં આવે છે કે એક માણસે બીજા માણસને વિપત્તિને પ્રસંગે મદદ કરવા દોડી જવું ન જોઈએ, કારણ એથી આપણે એને સ્વાશ્રયી થવા દેતા નથી.

આ સાર વિપરીત છે. એમાં તારતમ્યનો અભાવ છે.

હકીકત એ છે કે સ્વાશ્રયના સિદ્ધાંતની વ્યાપ્તિ અમર્યાદિત નથી. કેવળ સ્વાશ્રય પર જ જીવન નભી શકતું નથી. અને કેવળ સ્વાશ્રયથી જ અભ્યુદય સાધી શકાતો નથી. કેટલાક પ્રસંગોમાં સ્વાશ્રયી જ રહેવાનો કે રાખવાનો આગ્રહ જીવનને અશક્ય કરી મૂકે. નાનું બાળક, રોગી અને વૃદ્ધને જેમ પરાશ્રયની અપેક્ષા રાખવી જ પડે છે, અને એને આશ્રય આપનાર દોષી ગણાતો નથી, તે જ પ્રમાણે જીવનના કેટલાક પ્રસંગોમાં એક માણસ જો બીજા માણસને ટેકો આપે તો તે નભે છે, તેટલા ટેકાને બળે આગળ વધે છે અને તેનું નભવું અને વધવું સમાજને પણ હિતાવહ થાય છે.

વેપારમાં તો આવા પ્રસંગો ઘણીયે વાર આવે છે. કોઈ વેપારી ઉપર ભારે નુકસાનીનો પ્રસંગ આવી પડે, ત્યારે એને થોડો વખત ટકાવી રાખવાને બીજા વેપારીઓ એને જો થોડો આશ્રય આપી દે છે તો એ ફરી વાર વેપારમાં સ્થિર થઈ જાય છે, એના લેણદારોને પણ નુકસાન થતું નથી, અને બજારમાં અવ્યવસ્થા થતી નથી.

પિતા પુત્રને કે મિત્ર મિત્રને મૂડી કે નોકરી અપાવી એને 'ઠેકાણે પાડવાનો' જે પ્રયત્ન કરે છે તે આ જ ન્યાયે કરે છે. એવી મદદ મળવાથી એ પરાશ્રિત નથી થઈ જતો, પણ થોડા આશ્રયથી એ વધારે સ્થિર થાય છે.

સાચી વાત એ છે કે માણસને હમેશાં પરાશ્રયની જરૂર નથી હોતી, ન હોવી જોઈએ. જો સમાજમાં એક વર્ગ પરાશ્રિત થઈને જ જીવન ગુજારતો હોય કે ગુજારી શકે એવી સ્થિતિ હોય ત્યાં સમાજરચનામાં ભારે દોષ હોવો જોઈએ. પણ આનો અર્થ એ

આચરણ કરે એમ સભવે છે; અને જો કોઈ કહે કે હુ હંમેશાં બહુમત પ્રમાણે જ ચાલીશ તો તેનુ કૃત્ય પણ દોષિત થઈ શકે.

ક્યા સ્વમતનો આગ્રહ રાખવો અને ક્યા બહુમતને નમતુ આપવુ એ દરેક પ્રસગે કોઈ ત્રીજા જ ન્યાયબુદ્ધિના સિદ્ધાતને વિચારી ઠરાવવાની જરૂર પડે છે. એવા ત્રીજા સિદ્ધાતની અવગણના કરવામાં તારતમ્યનો ભ ગ થાય છે.

આવી જાતની તારતમ્યબુદ્ધિ સામાન્ય વાચન કે શિક્ષણથી ઉદ્‌ભવતી નથી. અનેક અ શો ઉપર એ અવલંબેલી છે. પણ તારતમ્યબુદ્ધિ એ એક મહત્ત્વની વસ્તુ છે, એમા વિરોધી જણાતા સિદ્ધાતોમા રહેલા તથ્યાશનો નિષ્પક્ષ સ્વીકાર અપેક્ષિત છે—એનુ વિસ્મરણ થવાથી એ બુદ્ધિના ઉપર અટક આવી પડે છે, એ સમજવુ આવશ્યક છે.

એનો યોગ્ય રીતે ઉપયોગ કરતા આવડવો એ જીવન અને જગતના અનુભવ ઉપર, એ અનુભવો ઉપર સૂક્ષ્મ વિચાર કરવાની ટેવ ઉપર, પરિસ્થિતિના તથા સરકારોના ચિત્ત ઉપર થતા પરિણામના સૂક્ષ્મ અવલોકન ઉપર, જીવન વિષેની સાચી દૃષ્ટિ ઉપર, વ્યક્તિની ન્યાયબુદ્ધિ ઉપર, પરસ્પર વિરોધી જણાતા ભાવોના સામજસ્ય (મેળ) ઉપર, અને પુરુષાર્થ ઉપર આધાર રાખે છે.

આવા અનેક અ શો ગણાવ્યા તેથી ભડકી જવાનુ નથી, કારણ કે થોડેઘણે અ શે દરેક માણુસ તારતમ્યબુદ્ધિનો ઉપયોગ ઠીક રીતે કરી શકતો હોય છે જ, અને જ્યારે પણ એમ કરે છે ત્યારે ઉપના બધા અ શોનો એને અજ્ઞાતપણે પણ વિચાર થયેલો હોય છે. પણ કોઈક વાર કોઈ એકાદ સૂત્રનુ જાદુ એને મુગ્ધ કરી નાખે છે, ત્યારે એ ચૂકે એવુ બને છે

આ તારતમ્યબુદ્ધિ એક બીજી વૃત્તિ જોડે ભેળવાઈ જવાનો સંભવ છે. તે વૃત્તિ તે સત્ય સાથે બાધછોડ (compromise)ની. માણસ અમુક પ્રસગે તારતમ્યબુદ્ધિનો ઉપયોગ કરે છે કે સત્ય સાથે

બાંધછોડ કરે છે એ ઘણે અંશે એની પ્રામાણિકતા અને બહાર ચારિત્રશુદ્ધિ તથા જીવન વિષેની દૃષ્ટિ ઉપર અવલંબેલું છે. એમ બને કે એક માણસ તારતમ્યબુદ્ધિથી જે નિર્ણય ઉપર આવે તે જ નિર્ણય ઉપર બીજો માણસ સ્વાર્થબુદ્ધિથી આવે. અમુક પ્રસંગે કૂતરાને મારવાને હરકત નથી એમ ગાંધીજી ઠરાવે અને કૂતરાથી ત્રાસનાર બીજો માણસ એ નિર્ણયને વધાવી લે, એ બેમાં બન્નેની બુદ્ધિમાં ઘણો ફરક રહ્યો હોય. એનો નિર્ણય જીવનના બીજા ભાગ

## ૧૦

# બુદ્ધિ શી રીતે ખીલે ?

### ૧

### બુદ્ધિ અને તર્ક

બાળકની બુદ્ધિ શી રીતે ખીલે, એ પ્રશ્ન મને પૂછવામાં આવ્યો છે આ બાબતમાં કેળવણીના પાયામાં મેં રજૂ કરેલા વિચારો વાંચી લેવા જોઈએ. છતા, તેની પૂર્તિમાં કેટલીક વાતો રજૂ કરીશ.

સૌથી પહેલાં બુદ્ધિ એટલે શું, એની ચોખ્ખી સમજણ કરી લેવાની અને બુદ્ધિ તથા તર્ક વચ્ચેનો ભેદ સમજી લેવાની જરૂર છે. આપણા દેશમા આ ભૂલ વાર વાર થાય છે, અને તર્કકુશળ માણસોની બુદ્ધિમાન માણસોમાં ગણતરી થાય છે. પણ બુદ્ધિ અને તર્ક એક નથી, અને તર્કકુશળ માણસ મંદ બુદ્ધિનો હોય તથા બુદ્ધિમાન માણસમા તર્ક દોડાવવાની શક્તિ ઓછી હોય એવુ બને.

તર્ક એટલે વ્યવસ્થિત રીતે એક વિચાર પરથી બીજા વિચાર પર જવાની, અને સામા માણસના એવા પ્રયત્નમા અવ્યવસ્થિતતા છે એવુ બતાવવાની શક્તિ. પેલી ‘ફકીર અને ખોવાયેલા ઊંટ’ની વાતમા ફકીરની તર્કકુશળતા, તથા ચોરીનુ આળ ચડાવનાર વેપારીની વિચાર કરવાની અવ્યવસ્થા દેખાઈ આવે છે. એમા ફકીરના કરેલા તર્ક સાચા પડયા એ કેટલેક અંશે અકસ્માત જ ગણાય. એણે વેપારીની વિચાર કરવાની ખામી દેખાડી આપી, છતા એ પોતે ચોર જ હોય એ અશક્ય નથી.

આપણા પંડિતો, વકીલો અને પોલીસખાતાના માણસો મોટે ભાગે વ્યવસ્થિત રીતે તર્ક કરવાની શક્તિને ખીલવે છે. બુદ્ધિમાં પંકાયેલા નાગરો, મહારાષ્ટ્રી બ્રાહ્મણો, તથા બંગાળી વિદ્વાનો મોટે

ભાગે તર્કકુશળ જ હોય છે. એથી ઊલટું, મોટર, વિમાન વગેરે યંત્રોને ચલાવનારાને તથા સેનાપતિ, નૌકાપતિ વગેરેને તેમ જ ખેલાડીઓને ક્ષણે ક્ષણે બુદ્ધિનો ઉપયોગ કરવો પડે છે એમ કહી શકાય. તેમની તર્કશક્તિ ઘણી તીવ્ર હોય છે એમ ન કહી શકાય. પણ તત્કાળ નિશ્ચય કરવાની શક્તિ વિના તેમને જરાયે ચાલે નહીં.

તર્કશક્તિ નકામી વસ્તુ નથી. પણ બુદ્ધિ એથી નોખી શક્તિ

જ થઈ શકે, ૫ ન જ થાય, એમ બુદ્ધિ ઠરાવે. એ સંજોગોમાં ક્ષ ની કિંમત ૪ જ છે એમ જે ઠરાવી શકે તે બુદ્ધિમાન, ભલે તેને એ માલૂમ ન હોય કે કોઈ બીજા સંજોગોમાં એની કિંમત ૫ પણ થઈ શકે છે.

સાધારણપણે સ્વપ્નમાં માણસની બુદ્ધિ જ કામ કરે છે, તર્કશક્તિ કામ નથી કરતી. તેથી એને કૂતરાના માથા પર શિંગડાં જોઈ, કે પોતાને પાંખો ફૂટેલી જોઈ, 'એવું કેમ બની શકે' એવો સંશય નથી થતો. પણ સ્વપ્નની બુદ્ધિ સ્થિર નથી હોતી. પહેલી ક્ષણે એક ચીજને તે શિંગડાવાળું કૂતરું ઠરાવે છે, બીજી ક્ષણે તાબૂતનો વાઘ સમજે છે, અને ત્રીજી ક્ષણે પોતાની ભેંસ માને છે. પણ અસ્થિર હોવા છતાં એ દરેક ક્ષણે નિઃસંશય હોય છે.

નિઃસંશયતા એ બુદ્ધિનો સ્વભાવ જ છે. સ્થિરતા એની ખિલવણી છે. એકધારીપણું એની તીક્ષ્ણતા છે. સત્યદર્શિતા એનું આરોગ્ય છે. તર્કશક્તિ અને પાંડિત્ય એના વૈભવ છે.

આવી બુદ્ધિ શી રીતે ખીલે તેનો આપણે વિચાર કરવાનો છે.

હાલમાં જ કોઈક લેખકનું વાક્ય મેં વાંચ્યુ છે કે, આ યુગનું યુદ્ધ એટલે સામસામી ધૃતિઓનો તીવ્ર મુકાબલો ( war of nerves ) છે.

આપણા દેશની પ્રાચીન વર્ણવ્યવસ્થામાં ક્ષત્રિયો અને શૂદ્રોની ધૃતિ વધારે ખીલતી. બ્રાહ્મણની ધૃતિ એથી ઓછી, વૈશ્યની સૌથી નબળી રહેતી. પરશુરામ અને કર્ણની વાતમાં આનો દાખલો છે. કર્ણે પોતાને બ્રાહ્મણ બતાવીને પરશુરામ પાસે અસ્ત્રવિદ્યા લીધી. પણ એક દિવસ પરશુરામ એના ખોળામા માથું મૂકી ઊંઘી ગયા હતા, ત્યારે એક ભમરાએ કર્ણને દંશ દીધો પરશુરામની ઊંઘ ન બગડે માટે કર્ણે તેની વેદના જરા પણ હાલચાલ કર્યો વિના સહન કરી લીધી. છેવટે ગરમ લોહીનો રેલો પરશુરામને આવે પહોચ્યો અને તે જાગી ઊઠયા. પોતાના જ્ઞાનતંતુઓ પર આવો કાબૂ ધરાવવા ની શક્તિ ક્ષત્રિય સિવાય બીજામા ન હોઈ શકે એમ તેમને લાગ્યુ, અને કર્ણનો વર્ણ પકડયો.

વિષાદ, ઉદ્વેગ વગેરે ન હોય એ કહેવાની જરૂર નથી મનમા શોક કે ઉદ્વેગ ભર્યો હોય ત્યારે બુદ્ધિ બરાબર કામ નથી કરી શકતી, એ સમજાવવાની જરૂર નથી પણ હર્ષ અથવા આનદના આવેશમાયે બુદ્ધિનું કાર્ય બરાબર ન ચાલી શકે સારી કે ખરાબ કોઈ પણ લાગણી માણસને વિકારવશ કરી મૂકે છે, એને આચાર કે વિચારના વિષય પ્રત્યે તટસ્થ રાખી શકતી નથી આથી હર્ષ કે શોકનો વેગ એ બુદ્ધિને ચાલવામા વિઘ્નરૂપ છે માટે હર્ષશોકના વેગથી રહિત મન હોય ત્યારે જ બુદ્ધિ બરાબર કામ કરી શકે ચિત્તની આવી દશા તે જ પ્રસન્નતા એમા સ્વાભાવિક, ઊભરા વિનાનો શાત ખુશ મિજાજ હોય માણસ વ્યાયામ કરીને ઠડે પાણીએ નાહીને બેઠો હોય, અથવા કામ કર્યા પછી એકાદ ટેમ્રી પર જઈ પવનથી થાક ઉતારી નિરાત કરીને બેઠો હોય તે વખતે ચિત્તમા જેવી ખુશાલી લાગે તેની સાથે પ્રસન્નતા સરખાવી શકાય બુદ્ધિના વિકાસ માટે એવી પ્રસન્નતા નિરતર રહેવી જોઈએ

આ ઉપરથી અનાયાસે એક પ્રશ્નનો નિર્ણય જડી આવે છે માર, ઠોક, ધમકી, વગેરે વિષાદ કરનારા ઉપાયોના પ્રયોગ જેના પર થાય, તેની બુદ્ધિ કદી સ્થિર થાય નહી, અર્થાત્ ખીલી શકે નહી

પણ તે સાથે, સમજતા કઠણ લાગે તોયે, એનો સામો છેડો પણ બુદ્ધિના વિકાસને મદદગાર નથી એટલે કે, આનદ વગેરેનો ઉન્માદ પણ બુદ્ધિને પોષક નથી એથી બુદ્ધિ ઊડી થઈ શકતી નથી ઉપર ઉપરથી જ નિર્ણયો કરનારી થાય છે ખાસ કરીને, જ્યારે ઇંદ્રિયો કે લાગણીઓને લલચાવનારા સાધનોથી આનદ પેદા કરાવાતો હોય, ત્યારે બુદ્ધિમા ચાલાકી આવતી લાગે છે, પણ તેમા ઊડાપણું હોતું નથી

આમ બુદ્ધિ અને પ્રસન્નતાનો સબધ છે

કરી શકે એટલે યશ-અપયશ વિરે તેટલી ક્ષણ પૂરતીયે સમતા જોઈએ આમ નિર્ણય માટેની ક્ષણિક સમતા તે સાહસ, અને આરંભથી માંડીને પરિણામ આવ્યા પછીયે રહેનારી સમતા તે યોગ એમ કહી શકાય

આવી સાહસરૂપી સમતા વિના બુદ્ધિ ઊગી જ શકતી નથી, એટલે કે નિર્ણય પર આવી શકાતું નથી

૪

પ્રસન્નતા

'અયોગીને નથી બુદ્ધિ'ની ઉપરના શ્લોકમા ગીતામા કહ્યુ છે કે 'પામ્યો પ્રસન્નતા તેની બુદ્ધિ શીઘ્ર બને સ્થિર' એટલે કે બુદ્ધિને ઊગવાને માટે જેમ યોગ સમતા-સાહસની જરૂર છે, તેમ તેને ખીલવાને માટે મનની પ્રસન્નતાની જરૂર છે

જે માણસ આચરણનો કાઈક પણ નિર્ણય કરી નાખે તેણે બુદ્ધિ ચલાવી એમ તો કહેવાય પણ એ નિર્ણય સાચોયે હોઈ શકે, ખોટાયે હોઈ શકે પાકો એટલે સ્થિર — અફર પણ થાય, અને કાચો એટલે થોડા વખતમા બદલાઈ જનારો પણ થાય. એ તો પરિણામે જણાય.

પણ જેના નિર્ણયો કાચા અને અસ્થિર જ થયા કરતા હોય, તેની બુદ્ધિને આપણે ખીલેલી બુદ્ધિ નહી કહી શકીએ કોઈ વાર એવી બુદ્ધિ હોવી ન હોવી સરખુ જ લાગશે પાકા, સ્થિર નિર્ણયો કરનારની જ બુદ્ધિ પ્રફુલ્લ — ખીલેલી કહી શકાશે.

આવી સ્થિર બુદ્ધિ માટે મનની પ્રસન્નતા હોવી જરૂરની છે, એમ ગીતાના શ્લોકનો અર્થ થયો

અહીં પ્રસન્નતાનો અર્થ સમજી લેવાની જરૂર છે પ્રસન્નતા એટલે હર્ષ કે આનંદનો ઊભરો સમજવાનો નથી એમા શોક,

વિષાદ, ઉદ્વેગ વગેરે ન હોય એ કહેવાની જરૂર નથી મનમા શોક કે ઉદ્વેગ ભર્યો હોય ત્યારે બુદ્ધિ બરાબર કામ નથી કરી શકતી, એ સમજાવવાની જરૂર નથી. પણ હર્ષ અથવા આનંદના આવેશમાયે બુદ્ધિનુ કાર્ય બરાબર ન ચાલી શકે. સારી કે ખરાબ કોઈ પણ લાગણી માણસને વિકારવશ કરી મૂકે છે, એને આચાર કે વિચારના વિષય પ્રત્યે તટસ્થ રાખી શકતી નથી આથી હર્ષ કે શોકનો વેગ એ બુદ્ધિને ચાલવામા વિઘ્નરૂપ છે. માટે હર્ષ શોકના વેગથી રહિત મન હોય ત્યારે જ બુદ્ધિ બરાબર કામ કરી શકે. ચિત્તની આવી દશા તેજ પ્રસન્નતા એમા સ્વાભાવિક, ઊભરા વિનાનો શાત ખુશ મિજાજ હોય માણસ વ્યાયામ કરીને ઠડે પાણીએ નાહીને બેઠો હોય, અથવા કામ કર્યા પછી એકાદ ટેકરી પર જઈ પવનથી થાક ઉતારી નિરાત કરીને બેઠો હોય, તે વખતે ચિત્તમા જેવી ખુશાલી લાગે તેની સાથે પ્રસન્નતા સરખાવી શકાય. બુદ્ધિના વિકાસ માટે એવી પ્રસન્નતા નિરતર રહેવી જોઈએ.

આ ઉપરથી અનાયાસે એક પ્રશ્નનો નિર્ણય જડી આવે છે માર, ઠોક, ધમકી, વગેરે વિષાદ કરનારા ઉપાયોના પ્રયોગ જેના પર થાય, તેની બુદ્ધિ કદી સ્થિર થાય નહી, અર્થાત્ ખીલી શકે નહી.

પણ તે સાથે, સમજતા કઠણ લાગે તોયે, એનો સામો છેડો પણ બુદ્ધિના વિકાસને મદદગાર નથી એટલે કે, આનદ વગેરેનો ઉન્માદ પણ બુદ્ધિને પોષક નથી એથી બુદ્ધિ ઊડી થઈ શકતી નથી. ઉપર ઉપરથી જ નિર્ણયો કરનારી થાય છે. ખાસ કરીને, જ્યારે ઈંદ્રિયો કે લાગણીઓને લલચાવનારા સાધનોથી આનદ પેદા કરાવાતો હોય, ત્યારે બુદ્ધિમા ચાલાકી આવતી લાગે છે, પણ તેમા ઊડાપણુ હોતુ નથી

આમ બુદ્ધિ અને પ્રસન્નતાનો સબધ છે

## ૫

## ઉપસંહાર

આમ આપણે તર્ક અને બુદ્ધિ વચ્ચેનો ભેદ જોયો. એ ભેદ સમજવાની ઘણી જરૂર છે. કારણ કે, સામાન્ય રીતે જે બુદ્ધિમાન પંડિતો ગણાય છે, તે તર્કકુશળ જ હોય છે. એથી ઊલટું અવિદ્વાન, તર્કજ્ઞાનરહિત માણસ ઘણો બુદ્ધિમાન હોવા છતાં એને અજ્ઞાન ગણવાની ભૂલ થાય છે. બુદ્ધિનું ક્ષેત્ર વિચારનું નહીં, પણ આચારનો નિર્ણય કરવાનું છે, અને તેનું સાધન દલીલો નહીં, પણ ધૃતિ, સાહસ, પ્રસન્નતા વગેરે છે એ યાદ રાખીએ, તો બે વચ્ચે ગોટાળો નહીં થાય.

બુદ્ધિ ચલાવવા માટે ધૃતિ — વસ્તુને વળગી રહેવાની શક્તિ — જોઈએ, સાહસ પૂરતી સમતા જોઈએ, અને ચિત્તની પ્રસન્નતા જોઈએ.

આ બધાં માટે પદ્ધતિસર કેળવણી જોઈએ, અને તેનો અભ્યાસ અથવા મહાવરો પડવો જોઈએ.

બુદ્ધિના ક્ષેત્રમાં આચરણનો નિર્ણય કરવાનું આવતું હોવાથી, તેનો મહાવરો મળવા માટે માણસ પાસે કાંઈક ને કાંઈક કામ જાતે પાર પાડવાનું સદાયે હોવું જોઈએ. કામ નાનું હોય કે મોટું તે મહત્ત્વનું નથી. પણ બેઠા બેઠા દલીલો કે ગણતરીઓ જ કર્યા કરવાનું ન હોવું જોઈએ. એ કામ એવું હોવું જોઈએ કે જેમાં આમ કરવું કે તેમ કરવું તેનો નિર્ણય કરવાની વારંવાર જરૂર

## ૧

# શાળાના મેળાવડાઓ

કેટલાક વર્ષોથી શાળાઓના વાર્ષિક મેળાવડાઓમાં મારે જવુ પડે છે. વાચકોમાંથી પણ ઘણાને એવો પ્રસંગ મળતો હશે. મેળાવડાઓમા સંગીત અને નાટયકલાનું પ્રદર્શન કાર્યક્રમની એક સામાન્ય વિગત થઈ પડી છે જે બાળકો સારી રીતે ભાગ ભજવી જાય છે તથા ઇનામ લઈ જાય છે તેમના વડીલોને એમની એ કુશળતાથી આનંદ થતો હશે જે કામ કરવાનું હોય તે સારામાં સારી રીતે કરતા આવડે એમાયે વિકાસ રહેલો છે અને એ દૃષ્ટિએ એ વિદ્યાર્થીની પ્રગતિથી આનંદ થવો એ સ્વાભાવિક છે

પણ બીજી દૃષ્ટિએ આપણી સ્થિતિ કેવી દયાજનક છે તેના ચિહ્નરૂપે મને આવા મેળાવડા જણાય છે ગુલામીનો વેપાર ચાલતો તે કાળમા ગુનામોના બજાર ભરાતા, ત્યાં ખરીદનારાઓ વેચાવા આવેલા ગુલામ છોકરાઓને દોડાવતા, ઠેકા મરાવતા, નચાવતા, એમના દાંત ગણતા, હાથપગ તપાસતા અને એમની ખાસ આવડતોની પરીક્ષા લેતા વેચનારાઓ પણ પોતે કેવા સરસ ગુલામ કેળવનારા છે એ બતાવવા માટે એ છોકરાઓને કેટલીક ખાસ ચાલાકીઓ શિખવાડતા વેચનારની ગુલામને કેળવવાની કુશળતાની પરીક્ષા, અને ગુલામની પોતાની પણ પરીક્ષા બજારમાં થવાની હોવાથી બંનેને બજારના પ્રસંગ માટે ખાસ કાળજી અને ઉત્સાહ રાખવા પડતા ગુલામ હોય તોયે આપણા જેવો માણસ જ એટલે પોતાની હોશિયારીનું અભિમાન લાગે, અને તેથી તે પણ તે બતાવવા ઉત્સુક રહેતો

કેટલાક મેળાવડાઓમાં હાજરી આપ્યા પછી મને એવું લાગવા માંડયું છે કે આ મેળાવડાઓ પણ પેલા બજારના પ્રકારનાં જ પ્રદર્શનો છે. બજારના જેટલા મલિન, નીચ કે ઇરાદાપૂર્વક સ્વાર્થ-વૃત્તિવાળા નહીં; છતાં આ મેળાવડાઓ કરવામાં શિક્ષકોને પોતાની કેળવવાની લાયકાત દેખાડવાની અને બાળકોને પોતાની હોશિયારી દેખાડવાની લાલચ રહેતી હોય છે જ. એ લાલચને વશ થઈ કેટલાક વિદ્યાર્થીઓ ઉપર આવા મેળાવડાને વખતે ખૂબ બોજો મૂકવામાં આવે છે; અને વિદ્યાર્થી પણ ઉત્સાહનો માર્યો એ બોજો ઉપાડે છે. થોડા વખત ઉપર હુ એક મેળાવડામાં ગયો હતો, ત્યાં એક છોકરાનો રાગ બહુ સારો હોવાથી આખા મેળાવડામાં કાંઈ પચીસત્રીસ ગાયનો એને ભાગે નાખેલાં હતાં. એ વિદ્યાર્થી પર પડેલા બોજાથી હુ તો ત્રાસી જ ગયો; અને મેં જોયુ કે મેળાવડાને અંતે એ છોકરાનો સાદ સાવ બેસી ગયો હતો. કેટલીક જગાએ રાત્રે બારએક વાગ્યા સુધી નાટ્યપ્રયોગો ચાલે છે કેટલીક વાર છોકરાઓ પાઠો કે ગાયનને કેવળ ફોનોગ્રાફની માફક બોલી જાય છે. એમની સ્તબ્ધ અને અર્થહીન આંખો, એનું પાઠના અર્થ તરફ જરાયે લક્ષ નથી, પણ પાઠના શબ્દોમા ભૂલ ન પડે એ તરફ જ બધુ રોકાઈ ગયું છે એમ બતાવી દે છે. મેળાવડાનો આવો ઉપયોગ દોષરૂપ છે.

આપણે શિક્ષણનો સાર સમાયેલો માનીએ છીએ. એવી જ પ્રથા હાલમાં હસ્તલિખિત માસિકોની તથા સંગીતના શિક્ષણની નીકળી છે. દરેક પ્રથામાં કાંઈક ગુણ તો રહ્યા જ હોય, પણ પ્રથાના સ્વામી મટી આપણે જ્યારથી એના ગુલામ બનવા લાગીએ છીએ ત્યારથી એ પ્રથાના લાભો નજીવા થઈ જાય છે, અને કદાચ વિરૂપ પણ થાય છે. કોઈ પણ પ્રથાના લાભ ઉઠાવવા હોય, તો તેને આપણે સંયમપૂર્વક જ પોષવી જોઈએ. આનંદ મેળવવા માટે નિર્માણ થયેલી પ્રથા માટે તો આ ખાસ આવશ્યક છે. નાટયપ્રયોગો, સંગીત, માસિક લેખન એ બધામાં આપણને રસ લાગતો હોય તોયે એ રસના યોગ્ય પોષણને માટે આપણે સર્વ અતિશયતાઓનો ત્યાગ કરવો જોઈએ એમ મારો નમ્ર મત છે. એકાદ નાનકડો, સાદો, ભાવપૂર્ણ અને ભાવ સમજીને થયેલો પાઠ, બાળકોના સ્વભાવને અનુકૂળ નાટયપ્રયોગ, એકાદ સાદું અને સદ્‌ભાવવાહી સંગીત, એકાદ નાનકડું સારું માસિક — એટલેથી આપણને સંતોષ ન થાય, તો જેમ આપણામાંના ઘણાની જીભ એટલી બગડેલી હોય છે કે ખાંડ વિનાના દૂધમાં મીઠાશ છે એમ એને માલૂમ પડતું નથી, તેમ આપણી બીજી ઇન્દ્રિયો પણ એટલી બુઠ્ઠી બની ગઈ છે એમ જાણવું જોઈએ.

બીજી બાજુથી આવા મેળાવડા આપણી પ્રજાની મનોવૃત્તિનું ઠીક ઠીક ભાન કરાવે છે. એક નાના ગામડાથી લઈ શહેર સુધી આપણી આખી પ્રજાને કઈ વસ્તુઓ ગમે છે? ગામડાઓના આચાર્યો પોતાનો કાર્યક્રમ એવી રીતે ગોઠવે છે કે શાળાનાં નિવેદન તથા પ્રમુખનું ભાષણ શરૂઆતમાં કે વચ્ચે આવે, અને નાટયપ્રયોગો પાછળથી અથવા આગળ અને પાછળ બંને બાજુએ આવે. આનું કારણ વાલીઓને છોકરાઓની પ્રગતિ અને કલ્યાણની વાતો સાંભળવી નથી હોતી; એમને નાટક અને ગાયનનો આનંદ લેવો હોય છે. આને લીધે પ્રયોગો વખતે શાંતિ હોય છે; નિવેદન કે ભાષણ વખતે

ગડબડાટ હોય છે. શહેરમાં તેમ જ ગામડાંમાં આપણુને વિલાસની જ રુચિ છે; એથી આપણા છોકરાંઓનીયે વિલાસની વૃત્તિઓ પોષવામાં શિક્ષણ સમાયેલું આપણે માનીએ છીએ. કેટલીક શાળાઓનાં નિવેદનમાં જરૂરિયાતોનાં ખાનામાં સંગીત અને વ્યાયામના શિક્ષકોની જરૂરિયાત જણાવેલી હોય છે. મેં ઘણુંખરું એવું જોયું છે કે વ્યાયામ કરતાં સંગીતના શિક્ષણુની ખોટ જલદી દૂર કરવામાં આવે છે. મર્દાની કરતાંયે આપણુને વિલાસ વધારે પ્રિય છે; એટલે નાટ્યકલા, સંગીતકલા, ચિત્રકલા, કાવ્યકલા, ગોષ્ઠીકલા વગેરે ઉપર આપણે ખૂબ લક્ષ આપી રહ્યા છીએ. ગાંધીજીએ હિંદુસ્તાનમાં આવ્યા બાદ સંગીત, ડ્રિલ અને વણાટના શિક્ષણ ઉપર ખૂબ ભાર મૂક્યો. આ પૈકી સંગીતને આપણે તુરત જ સ્વીકારી લીધું છે, કારણ એ પરસેવો ઉતરાવ્યા વિના ઇંદ્રિયોને આનંદ આપવાવાળી વસ્તુ છે; આપણુને આનંદ જોઈએ, પણ પરસેવો ઊતરે એ ગમતું નથી. એટલે બીજા પ્રત્યે આપણે દુર્લક્ષ કે વિરોધ બતાવ્યો છે.

આ વિલાસની રુચિને લીધે જ આપણુને રેંટિયો શાળામાં પાલવી શકે એમ લાગતો નથી. અસહકાર પરથી ઊઠેલા વિશ્વાસને લીધે રાષ્ટ્રીય શાળાઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા ખરવા માંડી છે. તેમાં અમદાવાદની નવી ગુજરાતી શાળા જેવી કેટલીક શાળાઓ અપવાદરૂપ જણાય છે. પણ એનુ કારણ કાંઈ આ વિદ્યાર્થીઓના વાલીઓનો રાષ્ટ્રીય શિક્ષણ ઉપર વિશ્વાસ છે એમ નથી, પણ રાષ્ટ્રીય શિક્ષણના ખાસ સિદ્ધાંતોનો એ શાળા સુધી સ્પર્શ પહોંચતો નથી એ છે. રેંટિયા પર જરા વધારે ભાર મૂકવાનું કહેવામાં આવે, કે કોઈ અસ્પૃશ્ય બાળક અહીં બેસવા આવી ચડે, તો આચાર્યશ્રીની છાતી ધડકવા લાગે એવી આપણી દયાજનક સ્થિતિ છે. આપણુને વિલાસ ગમે છે માટે જ આપણુને હાથપગને શ્રમ આપવાનું શિક્ષણ ગમતું નથી. કારણ કે વિલાસ મેળવવાને ધન અને ફુરસદ બેઉ જોઈએ. એટલે આપણે એવા શિક્ષણુને સારું શિક્ષણ માનીએ

છીએ કે જે વિલાસની વૃત્તિઓને કેળવે, અને થોડી મહેનતે ધનના ઢગલા કરી મૂકવાની શક્તિ આપે, અને આપણા હાથપગને હલાવવા ફરજ ન પાડે. જો મહાત્મા ગાંધી કોઈ એવી યુક્તિ શોધી કાઢે કે જેથી ન્યૂયોર્કના શૅરો કે લીવરપુલના બજાર પર થતા સટ્ટાઓ બિનચૂક આપણા જ લાભમાં ઊતરે, અને એનું શિક્ષણ આપવાની વ્યવસ્થા વિદ્યાપીઠમાં થાય, તો આજે વિદ્યાપીઠ વિદ્યાર્થીઓથી છલકાઈ જાય. પણ ગાંધીજી તો આપણને મજૂરી કરવા કહે છે; પ્રામાણિક મજૂરીથી રળી શકાય એટલું રળી નિર્વાહ કરવા કહે છે. એ આપણાથી નથી થઈ શકતું. આપણા બાળકોને એવો આદર્શ આપવો એ પણ આપણને ત્રાસદાયક લાગે છે.

અસ્તુ. એ સિદ્ધાંતથી એ શાળાઓ નથી ચાલતી પણ મધ્યમ વર્ગ કે એથી જરા વધારે શ્રીમત વર્ગની રહેણીકરણી અને સુશિક્ષણના ખ્યાલોની દૃષ્ટિથી એક સારી પ્રાથમિક શાળા જે જાતની હોઈ શકે, તે જાતની કરવાનો તેમા પ્રયાસ હોય છે. એટલે મ્યુનિસિપાલિટીની પ્રાથમિક શાળામા મળી શકે એથી વધારે સગવડોવાળું (more liberal) શિક્ષણ આપવાની અહીં યોજના હોય છે. એટલી જ દૃષ્ટિ રાખીને પણ આપણે એ શાળાઓ પર હવે કેટલોક વિચાર કરીએ.

આવા મેળાવડા કરવાની શાળાઓને જરૂરિયાત શું કામ પડે છે, એનું કારણ તપાસતા જણાશે કે માબાપોની બાળકો પ્રત્યે સામાન્ય રીતે બેદરકારી હોય છે. છોકરો ભણે તો ભણે અને ન ભણે તો ન ભણે એટલી હદ સુધીની બેદરકારી નથી હોતી, પણ મહિને ૫–૭–૧૦ રૂપિયા ખર્ચી નાખી, આજુબાજુમા જે કોઈ સારી શાળા જણાતી હોય ત્યા બેસાડી, જે ચોપડીઓ વગેરે માગે તે અપાવી દઈ, જરૂર હોય તો એકાદ ખાનગી શિક્ષક રોકી દઈ બાળકો પ્રત્યેની શિક્ષણ બાબતની ફરજ અદા થઈ એમ માબાપોને લાગે છે. જો છોકરો કોઈ ખાસ અપલક્ષણ વિનાનો અને રાંક હોય,

તો આટલી વ્યવસ્થા કર્યા પછી માબાપને પરવારી ગયા જેવુ લાગે છે. આવા મેળાવડામા કાઈક કરી બતાવે ત્યારે જ માબાપને માલૂમ પડે છે કે છોકરો કાઈક વધે છે, શાળાનું મકાન જોવાનો પણ ત્યારે જ પ્રસગ આવે છે. વાલીઓને એકાદ વાર પણ આવતા કરવા શિક્ષકોને આટલો આડબર કરવો પડે છે

પણ, જે સારામા સારી શાળા હોય તેમા છોકરાને બેસાડવાથી વાલીઓની પૂરી ફરજ અદા થતી નથી સારામા સારી શાળા વધારે સારી કેમ થતી નથી એનો વિચાર તેમને હોવો જોઈએ એ વિચાર તેઓ શિક્ષકો અથવા વ્યવસ્થાપકોની ઉપર નાખે છે વાલીઓને પોતાના આદર્શો પ્રમાણેનુ પણ સારામા સારુ શિક્ષણ આપવુ હોય તો આ રીતે ન અપાય. સાધારણ રીતે માબાપની વૃત્તિ એવી હોય છે કે, શાળાને જોઈએ તો એક રૂપિયાને બદલે બે રૂપિયા ફી લે પણ અમને પછી કોઈ જાતની ચિંતા ન જોઈએ, અમારે કાઈ જોવુ ન પડે એવુ થવુ જોઈએ આ સ્થિતિ હુ એટલી બધી સર્વત્ર સામાન્ય જોઉ છુ કે મારે કરણ થઈને કહેવુ પડે છે કે મને એમા ગૃહસ્થાશ્રમી અને માબાપ થવા માટે નાલાયકી જણાય છે આ શબ્દો માટે વાચક મને માફ કરે ઉમરે નાનો અને વાલી-પણાના બોજામાથી મુક્ત હોવાને લીધે હુ એમ કહેવાનો અનધિકારી છુ, પણ એમા હુ વધારાપડતુ નથી કહેતો એમ મને લાગે છે માબાપ બાળકોને માટે પૈસા વધારવાની જરૂર તનતોડ મહેનત કરતા હશે, પણ એનું પોતાનું આતરિક ભડોળ વધારવા એને બેદરકારપણે બીજાને સોપવામા આવે છે એ ઠીક નથી લાગતું જો વાલીઓને શાળા વિષે વિચારો આવતા હોય તો દાખલા તરીકે, નવી ગુજરાતી શાળાની આવી દયાજનક સ્થિતિ અસહ્ય કેમ ન લાગે? પાચ પાચ વર્ગ થવા આ શાળા એક વાડીમા બેસે છે એના વર્ગોની વચ્ચેના પડદા કાચા સાદડાના છે. ત્યા નથી મોટુ ચોગાન, કે નથી વાડી. એક સાકડી જગામા શિક્ષકોએ મહેનત

કરીને જેટલું કર્યું છે એટલું જ. સામાન્ય રીતે શિક્ષકોનો ધંધો મોટો હોય છે. આવી સ્થિતિમાં ત્યાં વર્ગો ચાલતા હશે, ત્યારે એક વર્ગનો ઘોઘાટ બીજા વર્ગને નડયા વિના કેમ રહેતો હશે? અમદાવાદ એક ગરીબ કે નાનકડું ગામડું નથી. છોકરાઓને સર્વ સગવડોવાળું શિક્ષણ ( liberal education ) આપવાની ઇચ્છાવાળાની શાળાની સ્થિતિ છેક આવી ન હોવી જોઈએ. અમદાવાદને શોભે એવી શાળા તો એક મોટા બગીચાની વચ્ચે સાદાં પણ શાંતિમય અને સગવડ-વાળાં મકાનમાં હોય; અને એ પૈસનાં જ પ્રસન્ન કરનારી હોય. મારી ખાતરી છે કે કોઈ માણસ ખાનગી સાહસથી એવી સગવડોવાળી એકાદ શાળા કાઢે તો વધારે ફી આપીને પણ અમદાવાદના શહેરીઓ પોતાનાં બાળકોને એમાં મોકલે; પણ છે તે શાળાઓ જ એવી સુધરતી કેમ નથી, એ વિચારવાની આપણને ફુરસદ નથી હોતી. મને એ જ વાતનું અતિ દુઃખ થાય છે કે આપણે ગરીબાઈ અને સાદાઈને આદર્શ માની શકીએ એટલા સ્થિર બુદ્ધિવાળા નથી; પશ્ચિમના લોકો જેવું જ સુખ, સગવડ, આનંદ અને વિવિધતા-વાળું જીવન આપણને અપ્રિય નથી, પણ છતા એ બધું મેળવવા માટે એ લોકોના જેટલી મહેનત કરવાનીયે આપણામા વૃત્તિ નથી. કોઈ બધું કરી આપે તો સૌથી સારું, કોઈ પહેલ કરે તો આપણે એની પાછળ જઈએ, પણ આપણા પોતાના વિચારથી આપણને જે સુખરૂપ લાગે તે મેળવવા મહેનત કરવાને આપણને ઉત્સાહ થતો નથી.

નવજીવન, કેળવણી અંક, ૨૪–૫–૧૯૨૫

૨

# આદર્શ આચાર્ય

વિદ્યામંદિરો વિષે વિવિધ પ્રકારના પ્રશ્નો વારવાર પૂછવામા આવે છે એનો ઉત્તર આપવો હમેશા સહેલો નથી શુ શીખવવું અને કેમ શીખવવુ, એ કેવા પ્રકારના શિક્ષક મંદિરને મળ્યા છે તેના ઉપર આધાર રાખે છે ગમે તેવા સારા પુસ્તકો અને સર્વાંગ પૂર્ણ યોજનાઓ ઘડયા હોય, પણ જો તેને માટે યોગ્ય શિક્ષક મળી ન શકે, તો જડ પુસ્તકો અને યોજનાઓ વિદ્યાર્થીઓને કશો લાભ ન આપી શકે

આચાર્ય નીમવામા શુ જોવુ તે વિષે મારા અગત વિચારો આ પ્રમાણે છે

૧ જે ધર્મપ્રિય હોય ધર્મપ્રિય એટલે સત્યવાદી, કર્તવ્ય પરાયણ, પ્રામાણિક, ખરુ બોલતા ન બીનારો, હિંમત વિનાની વાતો ન કરનારો, ઉત્સાહી, થોડા ખર્ચવાળો અને સયમી.

૨. જેનું કૌટુમ્બિક જીવન શુદ્ધ અને પ્રેમળ તથા

કરવાના સમયમાં એ કોઈ પોતાના જ શોખના વિષયમાં મશગૂલ થઈ રહે.

૬. જે બીડી પીવી, અપશબ્દો બોલવા, તાડૂકીને અથવા ધમકાવીને બોલવું, અને પોતાનું અજ્ઞાન કબૂલતાં શરમાવું વગેરે કુટેવોમાંથી મુક્ત હોય. અને,

૭. નિરંતર ઉદ્યોગી રહેવું, પરિશ્રમ કરવાની શક્તિ મેળવવી અને મજૂરી ઉપર જ જીવવું, એમાં જે ગૌરવ સમજતો હોય.

આટલું જેનામાં હોય, તેનામાં જેટલી આવડત હોય તેટલાથી હું સંતોષ માનું, અને એને નિર્ભયપણે કોઈ પણ વિદ્યામંદિર સોંપી દઉં. એ જેટલું શીખવી શકે તેટલું પૂરતું સમજુ. એની શક્તિ પ્રમાણે એને અભ્યાસક્રમ ઘડવા દઉં. એ કદાચ અભ્યાસક્રમ ન ઘડે, પણ કેવળ વિદ્યાર્થીઓમાં મહેનત માટે આદર ઉત્પન્ન કરે, અને એક હેતાળ માની માફક એમના પર હેત રાખે, અને એમનું હેત મેળવે તોપણ હું એટલું બસ માનું.

આમાં મેં એની શિક્ષણ વિષેની લાયકાત નથી જણાવી. એનામાં આજની દેશની સ્થિતિ, આજનો યુગધર્મ સમજવાની શક્તિ હોય, અને એ સ્વદેશી ધર્મમાં શ્રદ્ધાવાળો હોય, એમ ઇચ્છું. પણ એ ન હોય તોપણ એને હું ચલાવી લઉં, કારણ કે એ બધું એ કદી પણ સમજી જશે એવી મને આશા રહે, અને એ સમજી જાય તો એ પ્રમાણે તે અમલ કરે જ, એમ શ્રદ્ધા રહે.

માત્ર આટલી વસ્તુઓથી સર્વેને સંતોષ ન થાય, એમ સંભવ છે કે એની ઉચ્ચારશુદ્ધિ, વ્યાકરણશુદ્ધિ, લેખનશુદ્ધિ, અનેક વિષયોમાં પ્રવેશ, શિક્ષણશાસ્ત્રનું જ્ઞાન, એ વિષે કશું નથી લખ્યું. એને હું નજીવી વાતો માનું છું એમ માનવાની ભૂલ ન કરવી. પણ ઉપર જણાવેલી વસ્તુઓ કરતાં એને વધારે મહત્ત્વ આપવાનું મને મન થતું નથી. ભણતરની તીવ્ર ઇચ્છાવાળા વિદ્યાર્થીઓને આવા

શિક્ષકથી સતોષ થશે જ એમ ખાતરી નથી પણ ઉપર જણાવેલા ગુણો રહિત શિક્ષક પાસેથી પુષ્કળ ભણતર મેળવ્યા છતાંયે વિદ્યાર્થીનો કશો વિકાસ થશે, એવી આશા જ નથી મારા નમ્ર મત પ્રમાણે જે વિદ્યામદિર આવા આચાર્યના હાથ તળે ચાલતુ હશે તેના વિદ્યાર્થીઓ જ પોતાને, કુટુમ્બને અને જગતને સુખી કરવાનુ શિક્ષણ મેળવશે બીજી અનેક વિદ્યાઓમા વિશારદ અને પારગત થવાને માટે ભારે પડિતોની, કીમતી પાઠ્યપુસ્તકોની, ખર્ચાળ પુસ્તકાલયોની, વિદ્યાપીઠ કાર્યાલયોની અને મોઘી શાળાઓની જરૂર છે એવી કોઈ કોઈ વિદ્યાઓમા પ્રવીણતા મેળવવી એ સારુ છે એને માટે દેશમા સાધન હોવુ એ પણ જરૂરનુ છે પણ જે વિદ્યા ભણનારને તેમ જ પાડોશીઓ અને જગતને સુખ અને શાતિ આપે તે વિદ્યા તો બીજી જ. એ કલ્યાણવિદ્યામા વિશારદ થવાને ઉપર જણાવેલો આચાર્ય પૂરતો છે શાળાન્ત પરીક્ષાનો વિદ્યાર્થી પણ એ વિદ્યાનો સ્નાતક થઈ શકે છતા મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ તેમા નિષ્ફળ નીવડે એમ બને એને માટે પાઠ્યપુસ્તકોની અને પુસ્તકાલયોની ઓછી જરૂર છે એક ચારિત્ર્યવાન આચાર્ય એ

૩

# કેટલાંક હરિજન છાત્રાલયો

કર્ણાટક તેમ જ કાઠિયાવાડમા કેટલાંક હરિજન છાત્રાલયો જોવાનો અનાયાસે પ્રસગ મળ્યો. ધારવાડ જિલ્લામાં કોરકુર નામે ગામમા વસ્ત્રસ્વાવલંબનની પ્રવૃત્તિ મુખ્ય છે. ત્યાના હરિજન આશ્રમમા પણ આ જ પ્રવૃત્તિનું વાતાવરણ જણાયુ. એક જ ખડના લાબાપહોળા ઝૂપડામા એક પડદો બાધી એક બાજુ પીંજણો ચલાવાતી હતી. એક ભાગમા છોકરાઓ, યુવતીઓ અને ડોશીઓ રેટિયા ચલાવતી હતી એક ભાગમા સભા ગોઠવી હતી એક હરિજન વિદ્યાર્થીને પોતાનો ગોઠવેલો સવાદ ભજવી બતાવવાની ઇચ્છા થઈ આવી એક પ્રસિદ્ધ લિગાયત ભક્તના વચનો તથા જીવનપ્રસગમાથી લગભગ એ ભક્તની ભાષામા જ સવાદ રચેલો હતો. કાનડીમા હોવાથી હું એ બરાબર સમજી ન શક્યો, પણ શ્રી દિવાકરજીએ મને એનો ભાવાર્થ સમજાવ્યો. પ્રસંગ એવો હતો કે એ ભક્તને એક હરિજન શિષ્ય પ્રણામ કરવા આવ્યો ભક્તે એને સામો નમસ્કાર કર્યો. તે પરથી એ શિષ્યે તેમ જ બીજા શિષ્યોએ પ્રશ્ન કર્યો, એમના જેવા મોટા માણસ શિષ્યના, અને તેમાયે એક નીચ જાતિના શિષ્યના, નમસ્કારને સામો નમસ્કાર કરી ઝીલે એ કેમ ઉચિત ગણાય? આ પરથી એ ભક્તે સર્વેની સમાનતા વિષે તથા નમ્રતા વિષે પ્રવચન આપ્યુ

બીજો એક આશ્રમ નીપાણીમા એક તરુણ હરિજનસેવક ચલાવી રહ્યા છે. આ પણ એક નાનકડા ઝૂપડામા છે એક એક ઝૂપડુ નાનકડુ હરિજન છાત્રાલય છે એમ કહીએ તો ચાલે અતિશય સાદાઈથી ૭થી ૧૪ વર્ષ સુધીના છોકરાઓ અહીં રહે

છે અને ભણે છે. કાંઈક વ્યાયામ તથા કાંઈક કાંતવાપીંજવાનું કરે છે, તથા ઘણું કરીને, શાળામાં ભણવા જાય છે. મને આશ્રમની વિગતોમાં ઊતરવા બહુ વખત મળ્યો નહીં; પણ શ્રી ઠક્કરબાપાએ એની મુલાકાતપોથીમાં જે શેરો કર્યો છે, તે જ છાપ મારા ઉપર પણ પડી. શ્રી . . . ઉત્સાહી સેવક છે, પણ તેઓ અનેકવિધ પ્રવૃત્તિઓમાં ભાગ લેવાનો અને વિશાળ ક્ષેત્રને પહોંચી વળવાનો લોભ રાખવાને બદલે આ આશ્રમની પાછળ વધારે મહેનત લે એ વધારે ઇષ્ટ છે. આ આશ્રમનો રિપોર્ટ હું ધ્યાનપૂર્વક વાંચી ગયો, અને એમાં જે એક વસ્તુ ખટકી તે સંચાલકની પોતાની જ તેમાં વારંવાર આવતી પ્રશંસા. તે હજુ ત્રીસની અંદરના તરુણ છે. 'કીર્તિનાં કોટડાં' બહુ વહેલાં ચણાવા માંડે તો તેમાં જોખમ રહેલું છે.

નીપાણીની શ્રી વીરશૈવ કેકય સમાજની બોર્ડિંગ મારું ધ્યાન ખેંચ્યા વિના ન રહી. આ બોર્ડિંગ માંગ કે ચમારને મળતી એક કોમના સ્કૂલ તથા કૉલેજના કેટલાક વિદ્યાર્થીઓ ચલાવે છે. એનો ફાળો પણ ઘણું કરીને બધા જ પોતાની કોમમાંથી જ મેળવે છે. કેટલાક વિદ્યાર્થીઓને સરકારી છાત્રવૃત્તિ મળે છે, તે પણ તેઓ આ બોર્ડિંગમાં જ આપી દે છે, અને એ રીતે આશરે વીસેક વિદ્યાર્થીઓ આ બોર્ડિંગમાં ખાયપીએ છે તથા અભ્યાસ કરે છે. બધી વ્યવસ્થા વિદ્યાર્થીઓ પોતાને હાથે જ કરી લે છે. આ સ્વાવલંબી પ્રવૃત્તિને માટે આ વિદ્યાર્થીઓને ધન્યવાદ ઘટે છે.

કર્ણાટકનાં ઘાસમાટીનાં ઝૂંપડાંમાં ચાલતાં આશ્રમો જોઈને કાઠિયાવાડમાં જતાં ચિત્રનો એકદમ પલટો થયેલો માલૂમ પડી આવે છે. ત્યાંના પ્રમાણમાં કાઠિયાવાડની સંસ્થાઓનાં મકાનો વિશાળ બંગલાઓ ગણાય. વિદ્યાર્થીઓની સંખ્યા તો કર્ણાટક, કાઠિયાવાડ, કે સાબરમતી ક્યાંયે ત્રીસની ઉપર ભાગ્યે જ છે. પણ કર્ણાટકની સાદાઈ કે ઉદ્યોગમયતા કાઠિયાવાડમાં ન જોવાથી મનને ખેદ થયો. છોકરાઓ, છોકરીઓ તેમ જ તેમના શિક્ષકો — સૌમાં ફાંકડા દેખાવા

માટે જરૂર ઘણી ચિંતા રખાતી દેખાઈ. સવર્ણ તેમ જ અવર્ણ. સૌ તરુણ-તરુણીઓને જોઈને મને એક એ પ્રશ્ન ઊગ્યો કે સમાજના સાચા ગુરુઓ કોણ? અને ઉત્તર મળ્યો કે રંગભૂમિ પરનાં નટો અને નટીઓ. મારા બાળપણમાં જે જાતના નૃત્યો, રાસો, કપડાં તેમ જ વાળની ફેશનો નાટકના છોકરા કે છોકરીનો વેશ લેનારા નટોમાં જોવામાં આવતાં તે આજે આખા સમાજમાં વ્યાપેલી રૂઢિઓ બનેલી છે.

ભાવનગરના ઠક્કરબાપા હરિજન આશ્રમે મારે માટે બે અઢી કલાકનો કાર્યક્રમ ગોઠવ્યો હતો. એમાં ઝાંઝપખાજ સાથેનાં ભજનો હતાં, રાસ હતો, દુહા હતા, બેઠાં બેઠાં બોલાયેલાં લોકગીતો હતાં. અને પનિહારી (બલકે પનિહારા)નું ઉતરડ સાથે નૃત્ય હતું. મહેમાનને પોતાની વિશેષતા દેખાડવી એ વિચારથી જો આ ગોઠવાયું હોય તો મારે ખેદપૂર્વક કહેવું જોઈએ કે મારું મન આથી ન રાચ્યું. આનો અર્થ એ નહીં કે આ ભજનો કે રાસ કે દુહા કે લોકગીત કે નૃત્ય સારી રીતે ગવાયા નહોતા કે એમાં કળા નહોતી. ઉતરડ સાથેનું નૃત્ય સામાન્ય પ્રકારનું નહોતું. પણ આપણાં છોકરા-છોકરીઓમાં આપણે કેવા પ્રકારના શોખો કેળવી રહ્યા છીએ, આપણે કેવી છીછરી રસવૃત્તિ અને લેવળી ભાવનાશીલતાની પાછળ પડ્યા છીએ એનો વિચાર કરું છું ત્યારે આ સૌંદર્ય અને સંસ્કારિતાનો ભાસ ઉપજાવનારી કેળવણી મારા મનને અપ્રસન્ન કરી મૂકે છે. તેમાં જ્યારે આ ઉતરડનો નાચ ગાનાર છોકરો (એક સોળસત્તર વર્ષનો જુવાન) 'સાહેલી, મને રાસ રમ્યાના કોડ' કે એવું કોઈક ગીત એની સાથે બોલવા લાગ્યો અને સાથે સ્ત્રૈણ હાવભાવ દેખાડવા લાગ્યો ત્યારે મને આ આખી પ્રવૃત્તિ જે વિચારશૂન્ય રીતે ચાલી રહી છે તેનું દુઃખ થયા વિના રહ્યું નહીં. જો ગુજરાત સૌરાષ્ટ્રની સંસ્કૃતિની આ જ વિશેષ સાધના હોય તો તે બહુ ભારે વિશેષતા નથી એમ મારો નમ્ર અભિપ્રાય છે.

કર્ણાટક કરતા કાઠિયાવાડની હરિજન સંસ્થાઓમા ખાદી પણ ઓછી જોવામા આવી, અને કાતવાનુ સારુ જ્ઞાન ધરાવનારા અથવા વણાવી શકાય એટલા જથામા પોતાનુ સૂતર જેમણે કાત્યુ હોય એવા કોઈ વિદ્યાર્થીઓ ભાગ્યે જ જોયા

એક જાતની જાગૃતિ કાઠિયાવાડમા મને વધારે પ્રમાણમા જોવામા આવી ડૉ આમ્બેડકરે હરિજનોના ધર્માંતર વિષેની જે સૂચના કાઢી છે તે ઉપર નાની તેમ જ મોટી ઉમરના હરિજનોએ મને દરેક જગ્યાએ પ્રશ્ન પૂછ્યા અસ્પૃશ્યતા હરિજનોને કેટલી સાલવા લાગી છે અને એ વિષે જે અધીરાઈ ઉત્પન્ન થઈ છે તે તેમાથી તરત જ જોઈ શકાય છે અસ્પૃશ્યતા ઓછી થઈ છે તથા એના નિવારણ માટે ગાધીજીએ અથાગ શ્રમ લીધો છે એમ સ્વીકારતા છતા, કેટલા વર્ષમા એનો સદતર નાશ થઈ જશે એ કહી શકાય એમ નથી, અને અમારે ક્યા સુધી અપમાનિત સ્થિતિમા રહેવુ એમ તેઓ પૂછે છે ધીરજ રાખવા સમજાવ્યા છતા એ પ્રશ્ન પૂછનારાઓ પ્રત્યે સહાનુભૂતિની લાગણી ઊપજ્યા વિના રહેતી નથી હુ હરિજન જન્મ્યો હોત તો મને પણ એ અધીરાઈ લાગત

હરિજનબધુ ૧૫-૧૨-૧૯૩૫

## ૪

# બાળકોનાં નાચો અને નાટકો

કરાંચીમાં હમણાં જ ભરાયેલા ગુજરાતી સાહિત્ય સંમેલનને નિમિત્તે અમને બે રાત બાળકોનાં નાચો અને નાટકો જોવાનો અવસર મળ્યો હતો. શણગાર અને હાવભાવની સાદાઈની મર્યાદા જાળવીને બાળકો કદીકદી આવાં નાટકો, સંગીત, રાસ વગેરે દેખાડે તેમાં હું દોષ જોતો નથી. આથી બને ત્યારે આવા મેળાવડામાં હું હાજરી આપું છું. બાળકોની કેળવણી શી રીતે ચાલે છે તેનું, તથા બાળકો, કેળવણી આપનારાઓ અને પ્રેક્ષકોના માનસનું, અવલોકન કરવાની તક મળે એ પણ એ મેળાવડામાં જવાનો એક ઉદ્દેશ હોય છે. સાથેસાથે નિર્દોષ મનોરંજનનીયે લાલચ હોય છે.

પહેલી રાતે બાળાઓના જ પ્રયોગો હતા. એમાં નૃત્ય, સંગીત, અભિનય, રંગભૂમિનું મંડન અને વસ્ત્રોના શૃંગાર, એ બધામાં પ્રેક્ષકોને મોહ પમાડનારી સર્વે કળા (યુક્તિ)ની રેલછેલ હતી. પ્રેક્ષકો એ પ્રયોગો જોઈને ખુશખુશ થઈ ગયા હતા. શ્રી મુનશીને હાથે સાત બાળાઓને ચાંદ અર્પણ કરવામાં આવ્યા એ પરથી પ્રેક્ષકોની ખુશાલીનું માપ કાઢી શકાય. ગુજરાતના જાણીતા કળામર્મજ્ઞો તેની કદર કરવા હાજર ન હોત તોયે સામાન્ય પ્રેક્ષકો પણ તે પ્રયોગોની વાહવાહ કરત જ, એ વિષે મારા મનમાં શંકા નથી.

બીજે દિવસે શારદામંદિરનાં છોકરાછોકરીઓએ નાટક પ્રયોગો ભજવ્યા. એ પ્રયોગોનો એ મંદિર તરફથી કરાંચીમાં ત્રીજો કે ચોથો ખેલ હતો. તેમાં ભાગ લેનાર એક બાળકે પોતાનો ભાગ બહુ જ સરસ રીતે ભજવી બતાવ્યો હતો. આ પહેલાં જ કરાંચીની પ્રજા

એ વિદ્યાર્થીને પાચ છ ચાંદો આપી ચૂકી હતી અને જ્યો કે આનમો ચાદ કાકાસાહેબ પાસે તે રાત્રે આપવામા આવ્યો. એ બાળકને મળેલી પ્રશસા તદ્દન યોગ્ય હતી પણ નાની ઉમરે બાળકોને જાહેર વખાણના ભાજન કેટલે અશે બનાવવા યોગ્ય છે એ જુદો પ્રશ્ન છે, અને તે કેળવણીકારોએ વિચારવાનો છે કાકા સાહેબે ચાદ આપતી વખતે એ બાળકના વખાણ પણ કર્યા, અને સાથે એ બાળકના હિત તરફ દુર્લક્ષ ન થાય તે જોવા એના શિક્ષકોને એમની કનામય ઢબે ભલામણ કરી.

આમ નાટ્યનૃત્યના શિક્ષણના આ સફળ પ્રયોગો કહી શકાય કેવળ કરાચીના સમાજે જ નહી, પણ ગુજરાત અને મહાગુજરાતના સાહિત્યકારો, કળાકારો, ગવૈયાઓ, વિવેચકો અને ચિંતકોએ પણ એની પરીક્ષા કરી એમને પ્રમાણપત્રો આપ્યા છે

છતા, જે વખતે આખી નાટ્યશાળા રસાનંદમા ડૂબેલી જણાતી હતી તે વખતે મારા મન પર કાઈક ગ્લાનિની છાયા પસરતી હતી એમ મારે સકોચપૂર્વક કબૂલ કરવુ પડે છે એવી જ લાગણી શ્રી નનાભાઈ ભટ્ટમા મે જોઈ ત્યારે બધા રસિકોમા હુ જ એક રસમૂઢ નથી એમ વિચાર આવતો અટક્યો કેળવણીકાર તરીકે મેળવેલી શાખને ખોઈ શકે એવા મારી સાથે એક મોગ ભાગીદાર છે એ વિચારથી થોડો દિલાસો મળ્યો

આ કેવળ ચાલુ જમાનાની ફેશન જ છે. આથી, મારી ટીકા કરાંચી પર નથી, પણ આપણી ફેશન અને મનોદશા પર છે.

આપણે આપણી ઊગતી પ્રજાને કઈ દિશામાં વાળવા ઇચ્છીએ છીએ તેનો વિચાર કરવા હુ શિક્ષકો, વાલીઓ અને ઇનામો વગેરેથી કદર કરનારાઓને નમ્રપણે વિનંતી કરુ છુ. જે છોકરાછોકરીઓને એમના અભિનય માટે ઇનામો આપવામાં આવ્યા અને કાચી ઉમરે તેમની અત્યંત પ્રશંસા અને પ્રસિદ્ધિ કરવામાં આવી તેમના હિતનો આપણે પૂરો વિચાર ન કર્યો એમ મારો નમ્ર મત છે. એ બાળકોએ વધારે મારાં સારા નાચો અને નાટકો બનાવ્યા કરવા અને ઉત્તમ નટ અને નટી બનવુ એવી જો માબાપોની, શિક્ષકોની અને જોનારા ઓની ઇચ્છા હોય તો તો એ સમજી શકાય એવી વાત છે. પણ હું માનુ છું કે ચાંદ મેળવનાર છોકરા નટ-નટી તરીકે જીવન ગુજારે એવી એમના વાલીઓ અને શિક્ષકો ભાગ્યે જ ઇચ્છા કરતા હશે. આ અભિનયો એમના જીવનનુ એક બહિરંગ જ રહે, વર્ષમા બેચાર વાર દેખાવ દઈ શાંત થાય, અને તેનો ચસકો ન લાગી જાય એવી મોટા ભાગના વાલીઓ અને શિક્ષકોની વૃત્તિ હશે.

નાટક, નાચ, સંગીત, ચિત્રકળા આદિ લલિતકળાઓ બે રૂપે ખીલવી શકાય : એક સ્વસંતોષાર્થે, અને બીજી ધધાર્થે. ધધાર્થે ખીલવનારાઓનાં પદ્ધતિ અને ધોરણ આશ્રયદાતાઓની રુચિનો ખ્યાલ કરીને અને તેમની પોતાની કળા મોહક લાગે એ રીતે ગોઠવાય છે. એમાં ઉત્તેજક હાવભાવ, શૃંગાર, શોભા વગેરેની સાથે જ કળાને મેળવેલી હોય છે. ઘણી વાર કળા ગૌણ હોય છે અને કૃત્રિમ શોભા અને મદ ઉત્પન્ન કરનારી સામગ્રી અને ચેષ્ટાઓ જ વધારે હોય છે. એ સાથે જો નરસિંહ મહેતો, તુકારામ વગેરે જેવાના જીવનચિત્રો ગોઠવ્યાં હોય તો તે સારા માણસોને લલચાવવા અને તેમનો વિરોધ ઓછો કરવા પૂરતા જ હોય છે. જેને પ્રેક્ષકોની ભોગવૃત્તિઓને પોષવી છે તેને પોતાના જીવનમા તેનો અતિરેક થઈ જ જાય અને

પરિણામે બાપડા કળાકારોના જીવન ચારિત્રમાં અત્યંત ઊતરી જાય છે. ઉદરપોષણાર્થે એમને લોકોની હીન રુચિઓને ઉત્તેજવી અને પોષવી પડે છે અને તેના ભોગ પોતાનેયે બનવું પડે છે

શાળાઓમાં ઊજવવાના નાટકો અને નૃત્યોનું પ્રયોજન ધંધાર્થે તેનું શિક્ષણ આપવાનું નથી. આથી સિનેમા, રંગભૂમિ, નૃત્યશાળા વગેરેના યોજકો શાળાના ગુરુજનો ન થવા જોઈએ એટલે કે શાળાના નાટ્યસમારંભોમાં એમનું અનુકરણ કરવાનો વિચાર જ ન હોવો જોઈએ, મોહ તો રખાય જ ક્યાંથી? ઊલટું, બને તો શાળાના કળાગુરુઓનો એ આદર્શ હોવો જોઈએ કે સાદામાં સાદા સાધનોથી અને અત્યંત શિષ્ટ અને સંયમપૂર્ણ અભિનયથી પણ કળાને પૂર્ણપણે ખીલવી શકાય છે અને પૂરેપૂરો આનંદ અનુભવી શકાય છે એમ

પ્રસંગે આપેલાં ઇનામને ક્ષમ્ય ગણાય. ગરીબ માણસને આર્થિક લાભ કરાવવાની જરૂર હોઈ શકે. આ રીતે ગરીબ અને હોશિયાર વિદ્યાર્થી માટે છાત્રવૃત્તિ કે ઇનામની યોજના હોઈ શકે. શક્તિશાળી પણ મંદ પુરુષાર્થીને કોઈક વાર ઇનામનું પ્રોત્સાહન ઉપયોગી થાય. જે મહેનત બધા કરી શકે એમ હોય, બધા પાસે કરાવવી પણ ઘટતી હોય, પણ જૂની રૂઢિઓને પરિણામે ન થતી હોય, ત્યાં ઇનામ આપીને બીજાઓમાં હોંશ જગાડવાની જરૂર પડે છે. કેળવણી તથા ઉદ્યોગો પ્રત્યે રુચિ વધારવા એવું કરવું પડે એ હું કલ્પી શકું છું. પણ ખાધેપીધે સુખી ઘરના લોકો માટે, નાટક, નાચ જેવા હોંશથી શિખાતા વિષયો માટે ઇનામો આપવાની જરૂર નથી. એમાં સારું કામ કરનારની કદર પ્રસંશાના બે શબ્દો દ્વારા કરવી બસ સમજવી જોઈએ. પ્રશંસામાંયે એવો સંયમ જાળવવો જોઈએ કે જેથી વિદ્યાર્થીનું મગજ ફૂલી ન જાય.

છેવટે, નાટક, નાચ, સંગીત વગેરે સર્વ ભોગવૃત્તિ સાથે સંબંધ ધરાવનારી કળાઓની બાબતમાં આપણે આ કદી ન ભૂલવું જોઈએ કે રાષ્ટ્રોનું ભાવિ સયમી પ્રજાઓના હાથમા છે. આથી, આપણી કળાની ખિલવણીની રીત સંયમવૃત્તિને પોષક જ હોવી જોઈએ. એક ભોગ બીજી ભોગવૃત્તિઓને ઉશ્કેરે છે. આથી બાળકના નાટકના લેબાસમાં અને મંડનમાં એને ફાંકડા બનવું પડે એવું ન યોજવું જોઈએ.

# ૫

## ઈતિહાસના શિક્ષણમાં વાસ્તવિકતાનું ધોરણ

આ વિષય ઉપર છેલ્લા બે અંકોમાં ચર્ચા ચાલી રહી છે શ્રી કાળિદાસભાઈએ પ્રશ્ન ઉઠાવ્યો છે કે ઇતિહાસ શીખવતાં રાષ્ટ્રભાવના અને નીતિભાવના વચ્ચે જુદી જુદી રીતે વિરોધ લાગે ત્યારે શું કરવું? આના ઉત્તરમાં પોતાને નિષ્કારણ જ 'સાશંક' તરીકે ઓળખાવી એક ભાઈએ વાંચનારને આંજી નાખે એવી ઝગારાભરી અને સ્વદેશાભિમાની શૈલીમાં મુખ્ય એક સાધ્યને વળગવાને બદલે નીતિ, માનવપ્રેમ વગેરેના જુદી જુદી રીતે એમની દૃષ્ટિએ અપ્રસ્તુત' મુદ્દાઓ ઉપાડી મૂંઝવણ વહોરી લેવાની ટેવનો નિષેધ કર્યો છે.

ઇતિહાસના શિક્ષણ વિષેની મારી દૃષ્ટિ કંઈક જુદી છે; પણ એને આજે ચર્ચવા હું નહીં બેસું. પણ જે ચર્ચા આ બંને મિત્રોએ ઉપાડી છે, તેનો તોડ, મને લાગે છે કે થોડાક વિચારથી સરળતાથી

નિર્ણય પર નિશ્ચિંત રહી શકે છે, તેમને માટે એ માર્ગ ચોખ્ખો થઈ જાય છે એ ખરુ છે, પણ જેને ધર્માધર્મનો વિચાર ખસની માફક ચિત્તમા ખુજલી ઉત્પન્ન કરે તેને એ સવાલને ખજવાળ્યા વિના કેમ ચાલે? એ સવાલ ઊઠ્યા પછી 'શુ કામ એવો મૂઝવનારો સવાલ ઉઠાડ્યો?' એમ કહેવુ એ નિરર્થક થાય છે

એટલે સવાલ ઊઠ્યો છે, અને તેનુ સમાધાન ધર્મયુક્ત માર્ગ મળે તો જ આના (ભલે એને આળુ કહો) ચિત્તનુ સમાધાન થઈ શકે એમ છે

મને પોતાને આ બાબતમા એમ લાગે છે કે એક વાતનો દૃઢ નિશ્ચય થાય તો ધર્માધર્મનો નિર્ણય કરવાનો માર્ગ ઘણી વાર સ્પષ્ટ થાય માણસાઈ એ સર્વ કરતા પ્રથમ ધર્મ છે માણસાઈને ભોગે હુ સ્વદેશની સેવા ન કરુ, માબાપની સેવા ન કરુ, હિદીપણુ ન બતાવુ કે હિદુપણુયે ન બતાવુ માનવ્ય શામા રહેલુ છે એ દૃષ્ટિથી વિચાર ન કરતા કોઈ પણ એથી નીચેના દૃષ્ટિબિંદુથી વિચાર કરીએ ત્યારે બે વિરોધી ધર્મો કે ભાવનાઓ ઉત્પન્ન થયા જેવુ લાગે છે આટલુ અમુક પરિસ્થિતિમા પોતાનો ધર્મ શો એ

કરતો ન હતો એણે રાજ્યલોભને વાજબી વાસના ગણી હતી, અને એમ ગણીને જ એણે પૂછ્યુ કે 'આપણે પરદેશ જોડે વેપાર કરીએ અને આપણું રાજ્ય હોય, આપણી પાછળ સત્તાનું જોર હોય તો આપણે પણ તેમ જ કરીએ ના!' એટલે એના દષ્ટિબિંદુનો ખ્યાલ રાખી આપણે એને એમ કહી શકીએ કે 'હા, ભાઈ, રાજ્ય લોભને વાજબી વાસના તરીકે એક વાર આપણે સ્વીકારીએ તો ક્લાઈવ જેવા જ કે એથીયે વધારે કાળા કૃત્યો આપણે હાથે પણ થવાનો સભવ છે માટે ક્લાઈવને કે રાજ્યલોભને વશ થયેલી અગ્રેજી પ્રજાને દોષ દેવાની જરૂર નથી. દોષ છે રાજ્યલોભનો. એમની માણસાઈ સુધી દૃષ્ટિ નથી પહોચતી આપણાથી બને તો આપણે આપણી પહોચાડવી'

વળી આ સાથે સ્વરાજની વાસના અને રાજ્યલોભની વાસના વચ્ચેનો ભેદ પણ શિક્ષક વિદ્યાર્થીને સ્પષ્ટ કરી શકે મારા ઘરનો કબજો હુ રાખવા અને ચાલી ગયો હોય તો પાછો મેળવવા પ્રયત્ન કરુ એ એક વસ્તુ છે, અને મારા ઘર ઉપરાન્ત પાડોશીના ઘર પર કબજો કરવા પ્રયત્ન કરુ એ બીજી વસ્તુ છે રાજ્યલોભ — બીજાના ઘર પર કબજો કરવા પ્રયત્ન કરવો — એ મૂળથી જ ગેર માણસાઈ છે પછી એને માટે જે જે ઉપાયો લેવામા આવે તેમા માણસાઈનો વધારે ને વધારે ભગ થાય એમા નવાઈ નથી મારા ઘરનો કબજો મેળવવા કે રાખવાનો પ્રયત્ન એ વસ્તુત જ માણસાઈ ને વિરોધી નથી પણ માણસાઈ (અહીં ધર્મનીતિ) રાખીને પણ એ પ્રયત્ન કરી શકાય. જો મારી માણસાઈ વિષેનો આગ્રહ દૃઢ હોય તો હુ માણસાઈ રાખીને જ એ પ્રયત્ન કરુ તેમ ન થઈ શકે તો સ્વરાજ્યનો આગ્રહ પણ ઓછુ મારો માણસાઈ વિષેનો આગ્રહ સ્વરાજ્યની વાસના કરતા ઓછો બળવાન હોય તો મારાથી અન્ય ઉપાયો પણ લેવાશે પણ કયારેય પણ રાજ્યલોભ કરતા સ્વરાજ્યલોભ એ વધારે ક્ષમ્ય જ ગણાય

બીજો સવાલ હિંદુ-મુસલમાન એકતાનો. શ્રી સાઠે ક સૂચવે છે કે એને વિરોધી ઇતિહાસમા લખાયની વાતો — મંદિરો તોડવાની, જજિયાની કે બીજા જુલમોની — દાબી દો. વિદ્યાર્થીને એથી અજ્ઞાન જ રાખો 'વાસ્તવિકતા'ની મૂર્ખ પૂજા ન કરો. શ્રી સાઠકની આ બાબતની દલીલ એક પક્ષે ઠીક છે. પણ એમની દૃષ્ટિ તો નાની ઉમરના વિદ્યાર્થીઓ ઉપર જ હોય એમ લાગે છે. માર્સ્ડનની કે વિઠ્ઠલદાસ પટેલના ઇતિહાસની આવૃત્તિઓ એવી રીતે લખી શકાય કે એમા જૂના ધર્મના ઝઘડાઓનો ઉલ્લેખ જ ન આવે. પણ માર્સ્ડન કે વિઠ્ઠલદાસ પટેલના ઇતિહાસથી ઇતિહાસનુ શિક્ષણ પૂરુ થતુ નથી. ઇતિહાસના મૂળ આધારોનો, અને તેને આધારે લખાયેલા મોટા ઇતિહાસોનો નાશ થઈ શકનાનો નથી. મૂળ આધારોને વિદ્યાર્થીઓ ન શોધે એવુ ફરમાન કાઢી શકાવાનુ નથી. એ તો

"મુખેથી રે માનવી વેણ મૂક્યુ,
ફરીથી તે તે ન ગળાય થૂક્યુ"

ની માફક હવે અગોપ્ય થયુ છે. અને એમ સત્યને છુપાવવાના ફાંફા મારવા વૃથા છે મને યાદ છે કે બી એના રસાયનના વર્ગમા હું પહેલે દિવસે ગયો, ત્યારે અમારા અધ્યાપકે કહેલુ કે 'તમે મૅટ્રિક્યુલેશનમા રસાયન શીખીને જે કલ્પનાઓ બાધી હોય તે ભૂલી ન ગયા હો તો મહેરબાની કરીને આજથી ભૂલી જજો' તે દિવસે મને માઠુ લાગ્યુ હતુ. મને થયુ કે 'મૅટ્રિક્યુલેશનમા આટલી અમારી છેતરપિંડી કરવાનુ શુ કારણ? ભલે એક જ પાઠ, પણ જે શીખવ્યુ તે સાચુ જ કા ન શીખવ્યુ?' એ જ પ્રમાણે મોટા ઇતિહાસો વાચનારા વિદ્યાર્થીઓ શ્રી સાઠકને કહેવાના કે 'અમને હિંદુ મુસલમાન ઝઘડાઓનો કે સુરતની લૂટનો ઇશારો ન કરવાનુ કારણ શુ?' પછી આજે જેમ શ્રી વસુએ અંગ્રેજ ઇતિહાસકારોએ છુપાવેલી વાતને ચૂણી ચૂણીને બહાર પાડવા માડી છે, તેમ કોઈ બીજો વિદ્યાર્થી કેમ નહીં નીકળે? માટે જણાયેલી અને પ્રસ્તુત

હકીકતોને સુધારવાનો પ્રયત્ન ન કરતાં તે રાખીને જ માર્ગ કાઢવો યોગ્ય છે :

હકીકત એ છે કે 'સદ્ધર્મની રક્ષા કરવી એ રાજાની ફરજ છે' એ સૂત્ર હિંદુ તેમ જ મુસલમાન તેમ જ બંને ધર્મોએ સ્વીકાર્યું છે. કોને સદ્ધર્મ કહેવો અને કોને અધર્મ કહેવો એ બાબતમાં દરેક ધર્મના અનુયાયી પોતપોતાના જ પ્રસિદ્ધ શાસ્ત્રોથી પોતાને બંધાયેલા માને છે. જેમ અનેક હિંદુઓની પ્રામાણિક માન્યતા છે કે 'અંત્યજને ન અડાય' એ મનુસ્મૃતિનો શ્લોક એમનાથી ન ફેંકી શકાય, એના ઉપર સ્વબુદ્ધિથી કે માનવધર્મના ખ્યાલથી ઉપજતી દલીલો ચાલી ન શકે, તેમ અનેક મુસલમાનોની એમણે માન્ય કરેલા કોઈક ગ્રંથો પરથી એવી પ્રામાણિક માન્યતા હતી—અને આજે પણ હોય એ શક્ય છે—કે મૂર્તિપૂજા એ અધર્મ છે, સાચા પરમેશ્વરનો દ્રોહ છે. આ માન્યતાનું સીધું પરિણામ એ આવ્યું કે શાસ્ત્રબદ્ધ રાજાઓએ परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् । धर्मसंस्थापनार्थाय પોતાનો જન્મ થયેલો સમજીને મંદિરો તોડ્યાં, જજિયાવેરો નાખ્યો, અને મૂર્તિપૂજકોને

જુઓ. હિંદુઓએ જ્યારે માનવ્ય કરતાં પંથનાં શાસ્ત્રોને મહત્ત્વના ગણ્યા ત્યારે શૈવોએ વૈષ્ણવોનાં અને વૈષ્ણવોએ શૈવોનાં માથાં ફોડયા: મુસલમાનોએ જ્યારે માનવ્ય કરતાં પંથનાં શાસ્ત્રોને મોટાં ગણ્યાં ત્યારે શિયાઓએ સુન્નીઓના અને સુન્નીઓએ શિયાઓનાં માથા તોડયાં, અને હજુ થોડા દિવસ ઉપર જ એક નવીન પંથના અગ્રેસરને મારી નાખ્યો; ખ્રિસ્તીઓએ જ્યારે માનવ્ય કરતાં પંથના મંતવ્યોને વધારે વજન આપ્યું ત્યારે કેથલિકોએ પ્રૉટેસ્ટન્ટોને અને પ્રૉટેસ્ટન્ટોએ કેથલિકોને જીવતા બાળ્યા. જો એ સર્વે શાસ્ત્ર કરતા માણુસાઈ— જીવધર્મ, દયાધર્મ, પ્રેમધર્મ, મતાગ્રહ નહીં પણ અહિંસાગ્રહ — સ્વીકારત તો એમને ચોક્કસપણે સમજાત કે આમ ન જ કરી શકાય. શાસ્ત્રની દૃષ્ટિએ ન જોતા માણુસાઈની દૃષ્ટિએ જોવાનુ કબૂલ કરો તો તમે તુરત સમજી શકો કે અસ્પૃશ્યતાને લીધે માનવ સમાજનો એક ભાગ દુખી, દરિદ્રી, જેના ઉન્નતિના માર્ગો બધ થઈ ગયા છે, એવો છે, એને અડવાથી ઉચ્ચ કોમોની મુશ્કેલીઓ કદાચ વધે, એમની કેટલીક સુઘરેલી રીતભાતો, ચોખ્ખાઈ વગેરે સહેલાઈથી ન પાળી શકાય એવુ કદાચ બને, પણ એ કોમની તો અગવડો વધે જ છે, અને એમ બીજાનું સુખ વધારવુ એ જ માણુસાઈ છે તે જ પ્રમાણે મુસલમાનશાસ્ત્ર ભલે ગોવધને પાપ ન માનતા હોય, અને હિંદુ શાસ્ત્રો બીજા પશુઓ કરતા ગાયને વિશેષ પવિત્ર માનવામા ભલે ભૂલ કરતા હોય, તોપણ ક્યારેય જીવને રાખવામા જીવને મારવા કરતા વધારે માણુસાઈ છે. ગાયને જ શુ કામ બચાવો, બકરીને શુ કામ નહીં. એમ પૂછો તો બીજાને ન બચાવવામા આપણા માનવ્યના વિકાસની ન્યૂનતા છે, પણ તેથી ગોવધ કર્યો વિશેષ ન્યૂનતા આણવી એ ધર્મ નથી અને સાચુ બોલવુ એ ધર્મ લાગતો હોય તો પ્રાણ જતાંયે સાચું બોલવામા મારી માણુસાઈ છે, પણ બીજા જૂઠુ બોલનારને શિક્ષા કરવી એવુ માણુસાઈનો ધર્મ સૂચવતો નથી તેમ મૂર્તિપૂજામા અને અધર્મ

હતું એ એક અકસ્માત જણાય. એ કોકણમાં હોત તોપણ એને લૂટત. શિવાજીને ગુજરાતી જોડે વેર નહોતું, સુરત જોડે વેર નહોતું; એમને મોગલ જોડે વેર હતું, અને પૈસાની જરૂર હતી મોગલ રાજ્યમાં સુરત હતુ, અને સુરતમા પૈસો હતો એટલે સુરત એમને લૂટવા લાયક લાગ્યુ. એમા ગુજરાતી લૂટાયા એ ઠેલી ન શકાય એવી અડચણ હતી. એમાં ગુજરાતીઓએ વેર માનવુ એ ભૂલ જ. જો બોરસદના ગામરાના વનરાજ કે શિવાજી જેવી સ્વરાજ્યની મહત્ત્વાકાક્ષા હોત, નીતિમત્તા હોત અને એનો પાસો સવળો પડી એ એક સ્વરાજ્ય સ્થાપવા શક્તિમાન થયો હોત તો ખુદ બોરસદના લોક 'વીર બાબરો' કહી એનુ અભિમાન સાથે નામ ન ઉચ્ચારત? હિંસાને માર્ગે સ્વરાજ્ય સ્થાપવાવાળાને શરૂઆતમા બહારવટુ કરવુ જ પડ્યુ છે, એમ માની બોરસદના લોકોએ પોતાની થયેલી લૂટફાટને ઉદારતાથી ભૂલી જઈ એની કીર્તિ ગાઈ હોત

આ રીતે સર્વે હકીકતો જણાવ્યા છતા આ ત્રણે કિસ્સાઓને યોગ્ય દૃષ્ટિથી મૂકી શકાય એમ મને લાગે છે

ધર્માધર્મનો પોતા માટે નિર્ણય કરવામા માણસાઈને જ મહત્ત્વ આપીએ, અને બીજાના થઈ ગયેલા આચરણ માટે એના દૃષ્ટિબિંદુને સમજી લઈને વિચારવાનો પ્રયત્ન કરીએ, તો આવી મુશ્કેલીઓ ઘણે અંશે ઊકલી જાય એમ મને લાગે છે.

નવજીવન ગુજરાતી અંક, ૨૭-૯-૧૯૨૫

લાગતો હોય તો હું પ્રાણ જતાંયે મૂર્તિને ન પગે લાગું, પણ જેને એના અધર્મ વિષેની ખાતરી નથી, તેને પગે લાગતા માટે શિક્ષા કરવામાં માણસાઈ નથી."

કેવળ શાસ્ત્ર કરતાં માણસાઈની દૃષ્ટિએ વિચારતાં શીખીએ, અથવા યુરોપે કર્યું છે તેમ શાસ્ત્ર – ધર્માધર્મ – બધુંયે બાજુએ મૂકી કેવળ ધનલાભ કે ભૌતિક સુખલાભની દૃષ્ટિએ વિચારતાં શીખીએ, એ બે માર્ગો જ આ અને આવા ઝઘડાનો અંત લાવી શકે એમ છે કેવી રીતે મનુષ્યત્વની ઉન્નતિ થાય એ શીખવવું કાંઈ નથી

હવે સુરતની લૂટનો વિચાર કરીએ જે રીતે ઇતિહાસ શીખવાય છે તે રીતે સુરતી વિદ્યાર્થીઓને શિવાજી ઉપર તિરસ્કાર છૂટે છે એ વાત જાણું છું પણ આમાં નિષ્કારણ જ કાગનો વાઘ થાય છે હકીકત શી છે? શિવાજીને સ્વરાજ્ય સ્થાપવું હતું તે દિવસ સત્યાગ્રહ એ વિચાર જ નહોતો ઉદ્ભવ્યો કે જેથી અહિંસાને માર્ગે સ્વરાજ્ય સ્થાપી શકાય શિવાજીએ હિંસાના માર્ગનો અસ્વીકાર કર્યો નહોતો સ્વરાજ્ય કાંઈ પૈસા વિના તો સ્થાપી શકાય નહીં એટલે

ભાગનું અંગ કરી મૂકે છે. પાછલી ઉંમરે પોતાના અનુભવોમાંથી જો તેઓ બીજાને કંઈ કહે છે, તો તે મોટે ભાગે કિસ્સાઓ અને ટુચકાઓ, અથવા પોતાની સફળતા કે નિષ્ફળતાને પરિણામે થયેલો તે કાર્ય વિષેનો આશાવાદી કે નિરાશાવાદી અંતિમ સાર હોય છે. પાછળ આવનારાઓને ઉપયોગી થઈ શકે એવાં એંધાણો દેખાડી જવાનું કામ તેઓ કરતા નથી. એ કામ તો જે જાગ્રતપણે – સ્મૃતિ રાખી તે કાર્યને કરતો હોય તે જ કરી શકે છે.

આ પુસ્તકમાં નાનાભાઈના શિક્ષક તરીકેના લગભગ ચાળીસ પિસ્તાળીસ વર્ષના જીવનના મનોરંજક કિસ્સાઓ કે ટુચકાઓ નથી. તેમ, પોતાને મળેલી સફળતા કે નિષ્ફળતાનો અંતિમ સાર માત્ર નથી. પણ 'કેળવણી'ને જીવનવિજ્ઞાનનો એક વિશાળ પ્રદેશ સમજી, તે પ્રદેશના એક બુદ્ધિમાન અને સાવધ ખેડનારા તરીકે તેના દરેક ક્ષેત્રમાં ક્યાં કેવા પ્રકારની ભૂમિ છે — ક્યાં માટી છે, ક્યાં કાંકરા છે, ક્યાં પથરા છે, ક્યાં દાભ છે, ક્યાં ગોખરુ છે; ક્યાં ઝાંખરાં કાંટા છે, ક્યાં ઊંચાણ છે, ક્યાં નીચાણ છે; ક્યાં કઠણ છે, ક્યાં કળણ છે; કયો ભાગ કઈ કઈ નિશાનીઓથી ઓળખાય છે — વગેરેની ખેડતાં ખેડતા જ જે જે નોંધો કરતા ગયા તેનું પ્રકાશન છે. જે કોઈ કેળવણીના પ્રદેશમા દખલ દે, પછી તે તેને ઉદરનિર્વાહના ધંધા રૂપે હોય, કે તેવા ધંધા કરનારાઓને રોકી તેમની પાસે કામ લેનાર માલિક (ડિરેક્ટર) રૂપે હોય, કે સંશોધક વૈજ્ઞાનિક રૂપે હોય, દરેકને એ પ્રદેશના કોઈ ને કોઈ ક્ષેત્રનો મુકાબલો થવાનો જ. તેમને સૌનું આ નોંધો હજુ ઘણાંક વર્ષ સુધી ઉપયોગી રહેશે. એ નોંધો ચાળીસથી વધુ વર્ષ દરમ્યાન મળેલા અનુભવો પર આજની દૃષ્ટિએ વિચાર કરીને લખેલી નથી. પણ જેમ એક શોધક પોતાની પ્રયોગશાળામાં રોજ જે પ્રયોગો કરે કે પોતાની નજર તળે થતા જુએ, તેની રોજનીશી રાખે તથા તે પરના પોતાના તે દિવસના વિચારો નોંધે કે જેમાં અનુભવે ખરી માલમ પડેલી તેમ જ પાછળથી

## ૬

# પગદંડીની પ્રસ્તાવના

નાનાભાઈના પુસ્તકની પ્રસ્તાવના હુ મારી ધૃષ્ટતાનું પ્રદર્શન કરવા નથી લખતો. પણ મારો તેમના પ્રત્યેનો આદર પ્રગટ કરવા અને તેમની ઇચ્છાને માન આપવાથી મને મળનારા આત્મસંતોષ માટે જ તેમ કરું છુ

નાનાભાઈએ કેળવણીના પ્રદેશમાં પ્રવેશ કર્યો, ત્યારે હુ અંગ્રેજી ચોથા કે પાચમા ધોરણમા ભણતો હોઈશ એમણે તો કેળવણી લેતા લેતા જ ભણાવવા માડ્યુ, અને ડિગ્રી મળી તે પહેલા જ પોતાના જીવનનું કાર્ય નક્કી કરી નાખી તેમા દાખલ થઈ ગયા. આજ સુધી તેને તેઓ વળગી રહ્યા છે તેમના પરંપરાગત સંસ્કારો પણ એ કાર્યને માટે અનુકૂળ હતા, અને યોગ્ય પરિસ્થિતિઓ પણ તેમને માટે તૈયાર થતી ગઈ આ કામ એમની પ્રકૃતિને અનુરૂપ-સ્વભાવાનુગત હતુ તેને જ તેમણે બુદ્ધિથી—હેતુપૂર્વક વરીને વધારે અપનાવ્યું, અને મન, વાણી તથા કર્મ ત્રણેને તેમા રોકી વર્ષો સુધી તેનું જ એકાગ્ર ચિંતન કરી, તેને માટે જોઈતા આવશ્યક સદ્ગુણો અને કુશળતાઓને કેળવી, તે કાર્યને દીપાવ્યું, તે ક્ષેત્રમા મહત્તા મેળવી, પોતાનો વિકાસ સાધ્યો અને સ્વકર્માચરણ દ્વારા મનુષ્ય કેવી રીતે શ્રેયસાધના કરી શકે તેનો એક દાખલો બેસાડ્યો સાથે સાથે જ

ભાગનું અંગ કરી મૂકે છે. પાછલી ઉંમરે પોતાના અનુભવોમાંથી જે તેઓ બીજાને કંઈ કહે છે, તો તે મોટે ભાગે કિસ્સાઓ અને ટુચકાઓ, અથવા પોતાની સફળતા કે નિષ્ફળતાને પરિણામે થયેલો તે કાર્ય વિષેનો આશાવાદી કે નિરાશાવાદી અંતિમ સાર હોય છે. પાછળ આવનારાઓને ઉપયોગી થઈ શકે એવાં એંધાણો દેખાડી જવાનું કામ તેઓ કરતા નથી. એ કામ તો જે જાગ્રતપણે — સ્મૃતિ રાખી તે કાર્યને કરતો હોય તે જ કરી શકે છે.

આ પુસ્તકમાં નાનાભાઈના શિક્ષક તરીકેના લગભગ ચાળીસ પિસ્તાળીસ વર્ષના જીવનના મનોરંજક કિસ્સાઓ કે ટુચકાઓ નથી. તેમ, પોતાને મળેલી સફળતા કે નિષ્ફળતાનો અંતિમ સાર માત્ર નથી. પણ 'કેળવણી'ને જીવન-વિજ્ઞાનનો એક વિશાળ પ્રદેશ સમજી, તે પ્રદેશના એક બુદ્ધિમાન અને સાવધ ખેડનારા તરીકે તેના દરેક ક્ષેત્રમાં ક્યાં કેવા પ્રકારની ભૂમિ છે — ક્યાં માટી છે, ક્યાં કાંકરા છે, ક્યાં પથરા છે, ક્યાં દાભ છે, ક્યાં ગોખરુ છે; ક્યાં ઝાંખરાં કાંટા છે, ક્યાં ઊંચાણ છે, ક્યાં નીચાણ છે; ક્યાં કઠણ છે, ક્યાં કળણ છે; કયો ભાગ કઈ કઈ નિશાનીઓથી ઓળખાય છે — વગેરેની ખેડતાં ખેડતાં જ જે જે નોંધો કરતા ગયા તેનું પ્રકાશન છે. જે કોઈ કેળવણીના પ્રદેશમાં દખલ દે, પછી તે તેને ઉદરનિર્વાહના ધંધા રૂપે હોય, કે તેવા ધંધા કરનારાઓને રાખી તેમની પાસે કામ લેનાર માલિક (ડિરેક્ટર) રૂપે હોય, કે સંશોધક વૈજ્ઞાનિક રૂપે હોય, દરેકને એ પ્રદેશના કોઈ ને કોઈ ક્ષેત્રનો મુકાબલો થવાનો જ. તેમને સૌને આ નોંધો હજુ ઘણાંક વર્ષ સુધી ઉપયોગી રહેશે. એ નોંધો ચાળીસથી વધુ વર્ષ દરમ્યાન મળેલા અનુભવો પર આજની દૃષ્ટિએ વિચાર કરીને લખેલી નથી. પણ જેમ એક શોધક પોતાની પ્રયોગશાળામાં રોજ જે પ્રયોગો કરે કે પોતાની નજર તળે થતા જુએ, તેની રોજનીશી રાખે તથા તે પરના પોતાના તે દિવસના વિચારો નોંધે કે જેમાં અનુભવે ખરી માલુમ પડેલી તેમ જ પાછળથી

ખોટી માલૂમ પડેલી પોતાની અજમાયશો અને વિચારમાળા પણ હોય—તે પ્રકારની છે.

પાછળથી ભૂલભરેલી નોંધોમાંયે બે પ્રકાર હોય છે. જીવનની ભૂલો તરીકે જેને આપણે ઓળખાવીએ છીએ તેમાંની કેટલીક એવા પ્રકારની હોય છે કે જે પાછળની દૃષ્ટિએ ભલે ભૂલ લાગે, પણ જે પરિસ્થિતિમાં એ કામ થયાં તેમાં તેમ કર્યા વિના છૂટકો જ નહોતો અથવા જીવનના તેટલા જ અનુભવ તથા વિકાસની દશામાં એમ જ બને, એવું દેખાડનારી હોય છે. આવી ભૂલો એક રીતે ભૂલો નહીં, પણ વિકાસની ભૂમિકા જ હોય છે. એ ભૂમિકામાં તે પગલું આગળની દૃષ્ટિએ સાચું ન હોય તોયે અનિવાર્ય જેવું હોય છે. બીજો પ્રકાર સાચી ભૂલોનો જ હોય છે. વાચક તેને તે રીતે સમજી જ લે છે, પણ તેવી ભૂલો વારંવાર થતી રહેવાનો સંભવ હોવાથી તેવી નોંધ બીજાઓને ઇશારારૂપ થાય છે.

આમ આ પુસ્તક કેળવણીના પ્રદેશમાં નાનાભાઈના પગ તળે આવેલી કે નાનાભાઈ તથા તેમના સાથીઓ અને સમકાલીનો દ્વારા બનેલી કેડીઓમાં નાનાભાઈએ વર્તેલાં એંધાણોની નોંધો છે. આ રીતે આ પુસ્તકને માટે કેળવણીની પગદંડી નામ યથાર્થ

શબ્દ અને દેશી વિદ્યા ભણાવનાર કરતા અરબી, ફારસીના ભણાવનાર માટે વપરાતા 'મહેતા' તથા 'મુનશી' શબ્દ વધારે માનવંતા લેખાયા. એ રીતે પંડિતો અને પંડ્યાઓ 'મહેતા' કે 'મુનશી' બનતા મોંઘા તેમનેયે આગળ પર વધારે આધારની જરૂર લાગવાથી, 'જી'નો ટેકો અપાવા લાગ્યો. આમ 'મહેતાજી' અને 'મુનશીજી' સામાન્ય નામો થઈ ગયાં. પછી આવ્યો અંગ્રેજી જમાનો. તેમની શાળાઓમાં તો 'માસ્તર' જ હોય' એટલે મહેતાજી કહેવડાવવા કરતાં માસ્તર કહેવડાવવું વધારે ઇજ્જતભર્યું લાગ્યું. તોયે મુશ્કેલીનો અંત ન આવ્યો. કારણ કે, 'માસ્તર' તો પ્રાથમિક કે માધ્યમિક શીખવે તે જ. કૉલેજમાં ભણાવનારને 'માસ્તર' કહેવું એ શિષ્ટ ન ગણાય. ત્યાંનો ભણાવનારો તો 'પ્રોફેસર'.

પછી આવ્યો રાષ્ટ્રીય જાગૃતિનો જમાનો. એટલે અંગ્રેજી શબ્દો છોડી આપણે સંસ્કૃત, ફારસી તરફ વળ્યા. માસ્તર–ટીચરનું ભાષાંતર થયું 'શિક્ષક' અને પ્રોફેસરનું 'અધ્યાપક' (મહારાષ્ટ્રમાં આચાર્ય), અને પ્રિન્સિપાલનું 'આચાર્ય' (મહારાષ્ટ્રમાં મુખ્ય આચાર્ય). પેલા 'મહેતાજી' 'પંતોજી' તો તુચ્છતા બતાવવામાં વાપરવાના શબ્દો થઈ ગયા. વળી, જમાનો વધ્યો. રાષ્ટ્રીય શિક્ષણ ફેલાયું 'એક લીટીને ભૂંસ્યા વિના નાની કરવી હોય, તો તેની પાસે બીજી મોટી લીટી દોરવી, એ ન્યાયે અધ્યાપક શબ્દે શિક્ષક શબ્દમાં લઘુતા આણી. શિક્ષક શબ્દને છોડી બધાને જ અધ્યાપક (કે આચાર્ય) કહેવાનો યુગ દાખલ થયો. પણ એમ પ્રોફેસરોની અવગણના કેમ થઈ શકે? તેમણે નવી યુક્તિ કાઢી. તેઓ અધ્યાપક મટી 'પ્રાધ્યાપક'

આમ દક્ષિણામૂર્તિ નિશાળના ‘મહેતાજી નાનાભાઈ ભટ્ટ’ને નામે કરાતી ‘નિશાળ’ તથા ‘મહેતાજી’ જેવા શબ્દોને પુનપ્રતિષ્ઠા આપી છે

જ્યાં ત્યાં ઉચ્ચનીચના ભેદ દેખાડનારી શ્રેણીઓ સ્થાપ્યા વિના આપણને ચેન જ પડતું નથી! ઉચ્ચનીચ સમજવાનું કાંઈ બીજું નિમિત્ત હાથ ન આવે તો કેવળ શબ્દો બદલીને પણ કાલ્પનિક ઉચ્ચ નીચતા આપણે લાવી મૂકીએ છીએ! એમા આપણે સાહિત્ય અને શબ્દોનો વિકાસ માનીએ છીએ. પરંતુ આપણે એટલુ જ કરીએ છીએ કે તત્ત્વતઃ એક જ કામ કરનારાઓમા ઓછીવત્તી પ્રતિષ્ઠાના કૃત્રિમ ભેદો નિર્માણ કરી અદેખાઈના બીજ વાવીએ છીએ નાનાભાઈએ આ ચીલો તોડી એક સેવા બજાવી છે.

कोडियुं, જૂન ૧૯૪૧

૧

# વિવિધ પ્રશ્નો

[જે પ્રશ્નો આપેલા ઉત્તર પરથી જ સમજાય એવા છે, તે જુદા દેખાડયા નથી ]

૧ જે શિક્ષક સદાનો વિદ્યાર્થી ન હોય તે સફળ શિક્ષક બની જ ન શકે આ બાબતમા વકીલ અને શિક્ષક સરખા છે એવો એક પણ વિષય નથી કે જેનું જ્ઞાન એને એના ધધા માટે ઉપયોગી ન થઈ શકે કાયદામા જે રોજ રોજ ફેરફાર થતા હોય, મોટી કોર્ટો જે નવા નવા નિર્ણયો આપે તેથી એને હમેશા પરિચિત રહેવુ પડે તેમ જ શિક્ષકને પણ સદાયે શોધક રહેવુ પડે કેવળ ઠરાવેલા પાઠ્ય પુસ્તકો શીખવી દેનાર શિક્ષક શિક્ષણનું યત્ર જ ગણાય આજે મોટે ભાગે એવુ યાત્રિક શિક્ષણ છે શિક્ષકને એ સહેલુ પડતું હશે, વિદ્યાર્થીને પરીક્ષા પાસ કરવામાયે સગવડભર્યું થતુ હશે, પણ એમા શિક્ષક કે વિદ્યાર્થી એકેની પ્રગતિ થતી નથી પાઠ્ય પુસ્તકો ધીમે ધીમે નિર્માણ તો થવાના જ તમે જે પહેલી ટુકડી છો તે તમારા અનુભવથી તે તૈયાર કરવામા ફાળો આપશો. પણ પાઠ્ય પુસ્તકો વિના શિક્ષણનું ગાડુ અટકી રહે એવુ ઓશિયાળાપણુ ન લાગવુ જોઈએ

૨ એક શિક્ષકને એકીવખતે અને વર્ગો ચલાવવા પડે એ સ્થિતિ સારી તો નથી જ આર્થિક સગવડ જ એ પદ્ધતિના કારણ રૂપે છે વિદ્યાર્થીઓની સખ્યા ઓછી હોય ત્યારે પણ એવા માર્ગ લેવા પડે છે પણ એ બધુ આપણી દરિદ્રતા બતાવે છે એમ પદ્ધતિનું શાસ્ત્રીય સમર્થન નથી

પણ એ મુશ્કેલીના ઉકેલરૂપે મોટા વિદ્યાર્થીઓનો નાના વિદ્યાર્થીઓના શિક્ષક તરીકે ઉપયોગ કરવો હું વધારે પસંદ કરું છું. પૂરતા શિક્ષકો હોય તોયે હું તો સૂચવું કે સારા મોટા વિદ્યાર્થીઓને કાંઇક શિક્ષણકાર્ય સોંપવું જોઈએ. એ વિષેનો થોડો અભ્યાસક્રમ પણ એમના વર્ગમાં રાખી શકાય. એમાં ભણાવનાર વિદ્યાર્થીની શક્તિ વધે છે, એનું પોતાનું જ્ઞાન પાકું થાય છે, અને ઘણી વાર એવોયે અનુભવ થાય છે કે બાળક મોટા શિક્ષકનું જે સમજાવેલું સમજી શકતો નથી તે વિદ્યાર્થી દ્વારા વધારે સારી રીતે સમજી જાય છે.

અર્ધી નિશાળ (શિફ્ટ) પદ્ધતિ પણ વ્યવસ્થાની અગવડ અને કરકસરમાંથી જ યોજાઇ છે. સ્થાનિક પરિસ્થિતિ જાણ્યા વિના એ ઉપર હું ટીકા કરી શકું નહીં. પણ વિદ્યાર્થી-શિક્ષક પદ્ધતિમાં મને વિશ્વાસ છે ખરો.

*૩. પ્ર૦ — અમારે ત્યાં મુસલમાન વિદ્યાર્થીઓને રોજ બે* કલાક ફરજિયાત અરબીનું શિક્ષણ લેવું પડે છે. તેમને માટે આ શિક્ષણ માટે જોઈતો પૂરો વખત કેમ નીકળે?

કરવો પડે છે. વ્યવહારમાં રેંટિયા સૌને પૂરા પાડવા અને તેટલી જગ્યા રોકવી કઠણ છે. ઉપરાંત, નાનાં બાળકોને રેંટિયા તૈયાર કરી આપવા પડે. માળ તૂટે, બગડે ત્યારે તેને સુધારવા અને બીજાની મદદ જોઈએ. એટલે એ પરાવલંબી રહે. તકલી તો જાતે પણ બનાવી શકે. એમ કરવામાં એને ગમ્મત અને વ્યવસાય મળે. એ કામની વચ્ચેના ગાળામાં ખેતરમાં, ઘરમાં, સભામાં જ્યાં ઇચ્છો ત્યાં તકલી ચલાવી શકાય. શિક્ષક પાંચ મિનિટ બહાર ગયા હોય તો બાળક રેંટિયો માંડીને બેસવાનો કંટાળો કરશે, પણ તકલી ઝટ લઈને કાંઠી ચલાવવા માંડશે.

વળી, આ પ્રશ્ન પાછળ એવો ખ્યાલ રહેલો લાગે છે કે તકલી થોડા દિવસ માટે છે ને રેંટિયો જ કાયમ રાખવાની વસ્તુ છે. આ ભૂલ છે. તકલી અને રેંટિયો બંને ખાદીમાં કાર્યસાધક અને કાયમના છે. વસ્ત્રસ્વાવલંબન માટે રેંટિયો જોઈએ જ એમ નથી. મજૂરીથી કાંતનાર માટે રેંટિયો અનિવાર્ય ગણાય. પણ તેમાં તો કદાચ ચાલુ રેંટિયાનું સ્થાન મગન રેંટિયો લે એમ પણ બને. સાદા રેંટિયા અને મગન રેંટિયા વચ્ચે ઉત્પાદનનો મોટો ફરક રહેશે જ. તેમ તકલી અને રેંટિયા વચ્ચે પણ રહેશે. છતાં, તકલીની જે ગતિ આજે સિદ્ધ થઈ છે, તે એક વસ્ત્રોત્પાદક યંત્ર તરીકે એને નજીવી ન કહી શકાય એટલી તો છે જ. સારો તકલીનો કાંતનાર રેંટિયાના સામાન્ય કાંતનારને હરીફાઈમાં હરાવી શકે છે. વિનોબા વસ્ત્રપૂર્ણ તરીકે તકલીનું નામ દે છે એ એમની તકલીઘેલછા નથી, પણ એક ગણિતશાસ્ત્રી અને શિક્ષણશાસ્ત્રીના અનુભવનો નિષ્કર્ષ છે.

આપણી કેળવણીની એક ખામી કે જમણિયા અથવા ડાબોડિયા બનવું. બહાથિયા થવાની ટેવ ન પાડવી; તે ખામી પણ તકલીને બે હાથે ચલાવવાનો અભ્યાસ કરવાથી નીકળી જશે. તકલી પર ગુજરાતે પૂરતું ધ્યાન નથી આપ્યું એ મને ઠીક લાગતું નથી.

તકલીને સાથળ પર ફેરવવામાં સાથળ ખુલ્લી રાખવી પડે છે, એ કેટલાકની સભ્ય દૃષ્ટિને નથી ગમતું એમ મે સાંભળ્યુ. એ રીત અનિવાર્ય તો નથી જ. પણ અનિવાર્ય હોય તોયે શું? જે દેશમાં ગરીબીને કારણે ચોવીસે કલાક ઉઘાડી સાથળ રાખીને સ્ત્રીપુરુષ બન્નેને જીવન ચલાવવુ પડે છે, તે દેશમાં કાંતતી વખતે ચડ્ડી કે ધોતિયુ ઊંચુ ચડાવવું પડે તેમાં શરમ શી? કસરતશાળામા શું કરો? તરવા પડો તો શું કરો? આ બતાવે છે કે આપણી દૃષ્ટિ હજુ ગામડાં ભણી નથી ગઈ. આપણને હજુ ઉજળિયાત વર્ગ જ આપણી આગળ પાછળ વીંટળાયેલો દેખાય છે. પણ સુરત જિલ્લામાં તો ઉજળિયાત વર્ગની સ્ત્રીઓ પણ કચ્છ મારીને સમાજમાં હરેફરે છે. આવી ખોટી સભ્યતાના ખ્યાલો આપણે છોડવા જોઈએ.

૫. ઉદ્યોગના વખતમા કામ પર જ ધ્યાન હોવું જોઈએ તે વખતે બીજા વિષય શીખવવાનો લોભ રાખવા જતાં કામ બગડે છે અથવા ગતિ ઘટે છે એમા શકા નથી. પણ ઉદ્યોગને લગતી સૂચનાઓ તથા કેટલીક માહિતી તે જ વખતે આપી શકાય. ઝાકીર-હુસેન કમિટીએ ઉદ્યોગને લગતું શાસ્ત્ર ઉદ્યોગના સમયમાં જ શીખવાશે એવુ સૂચવ્યુ છે. એટલે અમે એમાંથી પ્રત્યક્ષ કામનો સમય ઓછો થશે એ દેખીતુ છે. ઉદ્યોગનાં કેટલાં કામો એવાં હોય છે ખરાં કે જે કરતા કરતા ગીત વગેરે મુખપાઠો ચાલી શકે જેમા આંખને કામ પરથી ખસેડવી પડે એવુ ન થવુ જોઈએ. અમુક સમય તો કેવળ મૌન જ રાખવાનો નિયમ કરવો.

શાળામાંથી રજા આપવાનો પ્રસંગ આવી શકે; પણ શિક્ષાનો માર્ગ લેવો એ બરાબર નથી.

૮. કંઈક અંશે બાળકને ઘરનો અભ્યાસ આપવાની હું જરૂર સમજું છુ. સ્વાધ્યાયની ટેવ પડવી જોઈએ. અલબત, બાળક પરના બધા બોજાનો વિચાર કરીને જ આ થવુ જોઈએ. બાળક પાસે ઘેર અભ્યાસ કર્યાની ચિઠ્ઠી માગવાની રીત બરાબર નથી. એમા જૂઠાણુ જ કરવુ પડે છે.

૯ પાયાની કેળવણીનો અભ્યાસક્રમ હળવો છે અથવા ઓછો છે એ વાત બરાબર નથી. અંગ્રેજી બાદ મૅટ્રિક જેટલો એ લગભગ છે. ઊલટુ, એવો સભર છે કે સાત વર્ષમા એને બરાબર ન પહોચી શકાય. તો તેને માટે ભણવાના વર્ષ વધારવા પડે. સાતને બદલે આઠ કે નવ વર્ષનો કરવો પડે તો તેમા હુ હરકત નથી જોતો.

૧૦ માધ્યમિક શિક્ષણનો અભ્યાસક્રમ પાયાની કેળવણી જ્યાથી અટકી હશે ત્યાથી આગળ વિચારવાનો રહેશે. આટલેથી માધ્યમિક શિક્ષણ શરૂ થવુ જોઈએ એમ પહેલાથી ઠરાવી, પાયાની કેળવણી ત્યા સુધી લાવવી એમ ઊલટી રીત કેમ ચાલે? લાખો બાળકોને સાત વર્ષ ભણીને સસારમા પડવાનુ રહેશે, તેમને માટે કઈ અને કેટલી કેળવણી અનિવાર્ય અને શક્ય છે તેનો વિચાર કરીને ઘડેલો અભ્યાસક્રમ તે પાયાની કેળવણી ગણાય જેઓ આગળ અભ્યાસ કરે તે ત્યાથી આગળ ચલાવે, અને તેના શિક્ષણની યોજના ઘડનાર તેઓ કેટલુ ભણીને આવ્યા હશે તે ધ્યાનમા રાખી અભ્યાસક્રમ તૈયાર કરે.

જરૂર હોય, કારણ કે ખેદજનક હકીકત છે કે કેટલીક વાર શિક્ષકો બાળકોને કુમાર્ગે લઈ જનારા પણ હોય છે. તેથી શિક્ષકને એવી પરવાનગી આપતા પહેલાં તપાસ કરવાની જરૂર રહે

૧૨. ધામિક કેળવણી વિષે હરિજનબંધુમાં આવી ગયેલા લેખો જોઈ જજો ધાર્મિક વૃત્તિ શિક્ષકના જીવનમાથી આવે છે. એમા પ્રાર્થનાને સ્થાન છે, પણ પ્રાર્થના ધાર્મિક વૃત્તિથી થાય તો. બધા સમજુ માણસોને માન્ય થાય એવી પ્રાર્થના યોજી શકાય જેને ધર્મને નામે ઝઘડા જ કરવા હોય તેમને સંતોષ આપવો શક્ય નથી જુદા જુદા તહેવારોની ઉજવણી દ્વારા જુદા જુદા ધર્મના બાળકોને તેમની ખાસખાસ વિશેષતાઓ મળે. આમા શિક્ષક ઉદાર વૃત્તિનો, સર્વ ધર્મો પ્રત્યે આદરભાવ રાખનારો હોવો જોઈએ તો જ એ વિદ્યાર્થીઓમા સાચી ધાર્મિક વૃત્તિ કેળવી શકશે નહીં તો સંકુચિત ધાર્મિક અહંકાર કેળવનારો થશે

૧૩ કોમી ઝઘડા કરતા ગ્રામશિક્ષક આગળ પક્ષોના ઝઘડાનો પ્રશ્ન વધારે મહત્ત્વનો છે એકાદ પક્ષ જોડે શિક્ષક ભળી જાય છે, અને પછી કા તો તે પક્ષનો શકુનિ અથવા રમકડુ બને છે કેટલીક વાર આમાથી શિક્ષક કજિયાદલાલ બને છે અને પોતાની કમાણી વધારે છે શિક્ષક જો પક્ષો વચ્ચે સમાધાન કરાવી શકે તો જ ઝઘડામા હાથ ઘાલે, નહીં તો બન્નેથી અળગો રહે

૧૪ વ્યસની શિક્ષક વિદ્યાર્થીના વ્યસન છોડાવી ન શકે, ચેતવી શકે એટલુ જ વ્યસન ન છોડી શકનાર પણ પોતાની નિર્બળતા રજૂ કરીને ઉપદેશ કરે ફળ કેટલુ આવે તે ન કહી શકાય.

૧૫. જે ગામમા પાયાની કેળવણી દાખલ થઈ હોય તે ગામનો કોઈ માણસ પોતાના બાળકને જૂની કેળવણી જ આપવા ઇચ્છતો હોય તો હુ માનુ છુ કે તેણે પોતાના બાળકને બીજે ગામ, જ્યા જૂની શાળા ચાલતી હોય ત્યા, મોકલવો રહ્યો. જ્યા સુધી બન્ને જાતની શાળાઓ ચાલતી હશે ત્યા સુધી જ આવુ થઈ શકશે.

વાતાવરણને અનુકૂળ કરવાનું કામ કૉંગ્રેસ સમિતિઓનું પણ છે. તે તમારી મદદમાં રહેશે જ એમ અપેક્ષા રાખવાનો તમને હક છે.

૧૬. હરીફાઈ અને ઇનામને જેટલું ઓછું સ્થાન હોય તેટલું સારું. પણ દંડ-શિક્ષા જેટલાં જ. હરીફાઈ-ઇનામને ખરાબ કહી શકાય કે કેમ એ શંકા છે. લાલચ તરીકે નહીં પણ કદરરૂપે કંઈક, ઇનામ જેવી ચીજને સ્થાન હોઈ શકે છે. હોંશની હરીફાઈ એ પણ યોજી શકાય. જેમ રમતમાં હોય છે, તેમ કામમાંયે. ઇનામ આપવામાં વિવેક હોવો જોઈએ. કેવળ ધન્યવાદનો કાગળ પણ કદર રૂપે હોઈ શકે, અને જ્યાં ગરીબી છે ત્યાં ઉપયોગી સાધનો પણ આપી શકાય.

૧૭. પ્ર૦ — વર્ધાયોજનાની શાળા સફળ થયાનું માપ શું?

ઉ૦ — ઉદ્યોગ અને શિક્ષણ બન્ને ચેપી થાય. બાળકને જે શાળામાં કરવું કે ભણવું પડે તે ઘેર અને પાડોશીઓમા પહોચાડે. એટલે કે રેંટિયો હોય તો તે ગામમાં પેસે; ભણતર હોય તો તે દાદા-દાદીનેયે મળે. દાદીમાની વાતો સાંભળે તેના બદલામાં તેને પણ શાળાની વાતો ભણાવતો થાય. જે સફાઈ શાળામાં સાચવવી કે કરવી પડે છે તે ઘેર પણ કરે. ગામમાં ઉદ્યોગ વધે; સ્વાવલંબન વધે; ગામની જાવક કરતાં આવક વધે.

શાળા છોડે ત્યારે તેનામાં એટલો આત્મવિશ્વાસ આવવો જોઈએ કે હવે એ જગતમાં પોતાની મેળે પોતાનું ફૂટી લઈ શકશે. વધારે અભ્યાસ કરવાની ઇચ્છા હશે તો ઊંચા વિદ્યાલયમાં આપબળ પર પ્રવેશ કરવાની હિંમત રાખતો હશે. વળી, એની નાગરિકવૃત્તિ બરાબર કેળવાયેલી હોવી જોઈએ. નાગરિકવૃત્તિ એટલે જે માનવ-સમાજની પોતે એક વ્યક્તિ છે તે સમાજ પ્રત્યેના પોતાના સર્વે ધર્મો બરાબર બજાવનાર. આના મૂળમાં હિંસક સંસ્કૃતિને બદલે અહિંસક સંસ્કૃતિ ઉત્પન્ન કરવાની ભાવના છે. ઘણાને ભોગે થોડાક વર્ગનાં જ્ઞાન, કળા અને વૈભોગોની સમૃદ્ધિને બદલે આમપ્રજામાં

તેનો પ્રચાર, ઉચ્ચનીચને બદલે સમાનતાની ભાવનાનો વિકાસ, જેમા હોય એવી સસ્કૃતિ ઉત્પન્ન કરવાની છે તે જેટલે અશે સિદ્ધ થતી જાય તેટલે અશે આ કેળવણી સફળ થઈ ગણાશે

વર્ધા, ૧૬-૪-૧૯૩૯

## ૨

## વિદ્યાર્થીજીવનની અનવસ્થા*

પ્ર૦ — આજનુ વિદ્યાર્થીજીવન છિન્નભિન્ન ને કથળી ગયેલુ છે તેના કારણુ ને ઉપાય આપ શુ માનો છો?

ઉ૦ — પ્રશ્ન ઉપરથી મારે એમ માની લેવાનું કે આવો પ્રશ્ન પૂછનાર વિદ્યાર્થીઓ એમ માને છે કે પોતાનુ જીવન છિન્નભિન્ન થઈ ગયુ છે. કદાચ તમારામા બધા આમ માનનાર નહીં હોય પરતુ કેટલાક આમ માનનારા હશો આ વાત કેટલેક અશે સાચી પણુ છે આજે વિદ્યાર્થીનું જીવન છિન્નભિન્ન થયુ છે, એટલુ જ નહીં પરતુ આખા હિદુસ્તાનનું જીવન કથળી ગયેલુ છે જગતમા અનેક નવી શોધખોળ થઈ રહી છે તે છતા આખી દુનિયામા અશાતિ ને જુલમ વધતા જાય છે આપણા દેશમા આપણા સમાજ અને જીવન છિન્નભિન્ન થઈ ગયા છે તેનું કારણ સ્પષ્ટ છે અને તે આપણી પરાધીનતા છે આ પરાધીન સ્થિતિ થઈ છે તેના મૂળમા

અનર્થોની પરંપરા ચાલી આવી છે. આ સ્થિતિમાંથી ઊગરવાના ઉપાય માટે આપણે જ્યાંથી હ્રાસનો આરંભ થયો છે ત્યાં પહોંચવું જોઈએ. એટલે કે ધર્મનું સંશોધન કરવું જરૂરી છે ધર્મના શોધનમાંથી આપણા સમાજ અને જીવનનું શોધન થવાનું છે. હું અહીં ધર્મને 'રિલિજિયન'ના અર્થમાં નથી ઓળખાવતો, પરંતુ વધારે વિશાળ અર્થમાં કહું છું ધર્મ એટલે જે વસ્તુ કે જે પ્રકારની જીવનવ્યવસ્થા માનવસમાજને એક વિશાળ કુટુંબમાં એકત્ર કરે, વિશાળતાની ભાવના ઉત્પન્ન કરે, એ ધર્મનું લક્ષણ છે સંકુચિતતાને ધર્મનું લક્ષણ નહીં કહી શકાય. મનુષ્યમાં સંકુચિતતા આણે, અને મનુષ્ય મનુષ્ય વચ્ચે ભેદ પાડે એવું સમાજનું ઘડતર થાય અને વ્યક્તિત્વ પણ એવું બને એ ધર્મ નથી, પરંતુ ધર્મનો આભાસ માત્ર છે. મારા વિચાર પ્રમાણે હિંદુસ્તાનમાં આપણે ધર્મ વિષે ખૂબ વિચાર કર્યો છે, તત્ત્વજ્ઞાનમાં પણ ઘણા ઊંડા ઊતર્યાં છીએ, તેમ છતાં એ બધાયને પરિણામે આપણે વ્યક્તિવાદી બની ગયા છીએ. આપણી દરેક પ્રવૃત્તિ પાછળ, પછી તે આધ્યાત્મિક હોય કે અર્થ માટેની હોય, તેનું ધ્યેય વ્યક્તિગત લાભ થઈ ગયું છે મોક્ષ પણ પોતાને માટે જ વિચાર્યો હોય છે આત્માર્થે પૃથ્વી ત્યજેત્ એમાં પણ સ્વાર્થથી જ પ્રેરાઈએ છીએ આમ ધર્મનું ધ્યેય વ્યક્તિગત બની જવાથી ધર્મનો સંકોચ થયો, ને તેથી ધર્મનો આત્મા જે સમભાવ તેનો વિસ્તાર થવાને બદલે વૈમનસ્યવાદી ધર્મપરંપરા જાગી આનું સીધું પરિણામ એ આવ્યું કે સમાજ ને રાજ્યવ્યવસ્થામાં સાચી વસ્તુનો હ્રાસ થતો ગયો ને સડો થયો. આ અવનત દશામાંથી ફરી ઉન્નતિ કરવા વ્યક્તિગત નહીં પરંતુ સમૂહ તરીકેનું જીવન જીવવાની ટેવ પાડવી જોઈએ

પરંતુ આ તો સર્વસામાન્ય આખા સમાજની વાત થઈ વિદ્યાર્થીઓનું જીવન છિન્નભિન્ન થતું જાય છે તેના મૂળમાં એક બીજી વસ્તુ વિચારવા જેવી છે વિદ્યાર્થી જેની પાસેથી આજે સંસ્કારો

મેળવે છે એ, તેના ગુરુઓ છે વિદ્યાર્થીઓના ગુરુ આજે કોણ છે તેનુ નિરીક્ષણ કરતા મને એ ગુરુઓ લાગ્યા છે એક પશ્ચિમના લેખકો અને બીજા નાટકસિનેમાના નગ્નનીઓ આજની ઘણીક રીતભાત સિનેમામાથી જ શિખાય છે આજના શરીરમડન ને સમાજમા છૂટછાટ ને મર્યાદાની બાબતો રગભૂમિ ઉપરથી જ લેવાય છે અમારા જમાનામા પણ એમ હતું પરતુ તે વખતે રગભૂમિ એટની બધી ખીની જ નહોતી આજે તે ઘણી આગળ વધેલી છે વધારામા તેને પોષનાર ફિલસૂફી અને સાહિત્યનો ધોધ વહ્યે જ જાય છે વધારે ધ્યાનમા લેવા જેવી વાત તો એ છે કે વિદ્યાર્થીને ગળથૂથીમાથી જ ભોગ પ્રત્યે અભિરુચિ વધે એવો સસ્કાર તેની આસપાસની બધી પ્રવૃત્તિઓ તેના મન પર પાડે છે ઉદ્યોગયુગનો જે કઈ વિકાસ ચાલી રહ્યો છે તે બધાના મૂળમા એમ માનવામા આવે છે કે માણસ ભોગ ભોગવવા માટે જ સર્જાયો છે ધર્મગ્રથમા લખ્યુ છે કે ઈશ્વરે બધુ સર્જીને મનુષ્યને અર્પણ કર્યું, એટલે માણસે માની લીધુ કે આ બધુ મારા ઉપભોગ અર્થે છે એ માન્યતા કોને રોચક ન લાગે? માણસને રોચક લાગવાથી એ ગમી

આથી હકીકત એ છે કે જેઓ મોઢેથી ત્યાગની વાત કરે છે તેમનુંયે જીવન ભોગ તરફ ઘસડાય છે માણસના નિશ્ચયબળ ને સયમ શક્તિ એટલા ઘટી ગયા છે કે તેને સયમમા સ્થિર રહેવા કરતા ભોગમા લપસવા તરફ તેનું મન ખેચી જાય છે શાળામા ભણીને ખૂબ વાચ્યા પછી પણ આવી જ સ્થિતિ રહે છે, તેથી મૂકપણે એ પરિણામ તે સહન કરે છે તેથી જ્યારે ભોગ તેની પર આક્રમણ કરે છે ત્યારે મન નિબળ હોવાથી તે તૂટી પડે છે આમાથી છૂટવા માટે આ પ્રકારની સસ્કારપ્રાપ્તિમાથી જ છૂટવુ જોઈએ પણ એ કડણ લાગે છે, કારણ કે આપણી રોટી માટે પણ એ શિક્ષણ લેવુ પડે છે

બીજી તરફ વિદ્યાર્થી પશ્ચિમના સમૃદ્ધ દેશોની જીવનમરણીને અનુસરવા પ્રયત્ન કરે છે. ગરીબ માણસ ધનવાનનું અનુકરણ કરવા જાય ત્યારે પોતાની સારી મારી ઝૂપડી ગુમાવે ને મહેલ પણ ન મળે. પશ્ચિમના સમૃદ્ધ દેશોએ ભોગી જીવન ગાળવા માટે સાધન ને સગવડ એટલા ઊભા કર્યા છે કે તેનાથી તેઓની શારીરિક અને ભોગશક્તિ ટકી રહે છે. પરંતુ એ ભોગી જીવનનો ચેપ ફેશનરૂપે ગરીબને લાગે છે ત્યારે તે તેમાથી બચી શકતો નથી શ્રીમંતને ક્ષય થાય ત્યારે ગમે તે સાધનો ઊભાં કરીને તેમાથી તે બચે એમ બને, પરંતુ ગરીબ અનુકરણ કરીને ક્ષય મેળવે તો મૃત્યુ જ પામે. એ જ પ્રમાણે યુરોપની સમૃદ્ધ પ્રજાની મોજમજા, ભોગવિલાસનો આદર્શ રાખી તેને અનુસરવા જઈશુ તો આપણે હારનાનું જ થશે. તેઓની પાસે પાર વિનાના કૃત્રિમ સાધનો પડ્યા છે અહીં દૂધ સરખુય ન મળતું હોય ત્યા તેઓના જેવા વિકારો સેવીએ તો નાશ જ થાય એટલે આજનુ વિદ્યાર્થીજીવન ઉન્નત ને વિકસિત બનાવવુ હોય તો એ જ માર્ગ છે કે ભોગવિલાસ, મોજમજાનુ જીવન છોડીને સયમી જીવન ગાળવુ જોઈએ. આના સયમી વિદ્યાર્થીઓ ન હોય તો દેશની પરાધીનતા પણ ન ટળે

હરિજનબંધુ, ૨૭–૧૨–૧૯૩૬

૩

# ધંધો કે વિકાસ?

પ્ર૦— આપે હરિજનબંધુમા લખેલુ કે વિદ્યાર્થીઓએ પોતાનો ભવિષ્યનો ધધો આજથી જ નિશ્ચિત કરી લેવો જોઈએ પરતુ આમ થવાથી વિદ્યાર્થીનો સાચો વિકાસ રૂધાઈ જવાનો સભવ નથી?

ઉ૦— અહીં વિદ્યાર્થીના વિકાસનો અર્થ સામાન્ય કરીએ તો હુ કહુ કે એ નહીં રૂધાય આજે જે શિક્ષણ અપાઈ રહ્યુ છે તેનાથી બુદ્ધિનો વિકાસ થાય છે એમ નથી બુદ્ધિના વિકાસનુ પ્રમાણ ને કસોટી શા? બુદ્ધિ એટલે તો નિર્ણય કરવાની શક્તિ વિદ્યાર્થીને કેમ રહેવુ કેમ જીવવુ, જીવન શુ છે, એ બધી બાબતમા નિર્ણય કરતા આવડે ત્યારે તેણે બુદ્ધિનો વિકાસ કર્યો કહેવાય વિદ્યાર્થી મૅટ્રિક થાય પછી શુ કરવુ તેની અનિશ્ચિતતામા નક્કી કરે કે ચાનો ચાર વર્ષ કૉલેજમા કાઢીએ પછી નક્કી કરીશુ આટલુ ભણ્યા છતાયે તેઓનો નિશ્ચય નથી હોતો કે કરીશુ શુ આમ અનિશ્ચિતતામા જીવનના સારા વર્ષો વેડફી નાખ્યા પછી પણ કેવળ અનિર્ણયમા જ રહીએ છીએ તેમા બુદ્ધિનો વિકાસ ક્યા થાય છે? ખેડૂત ખેતી કરે છે તેને તેનો ચાસ કેમ પાડવો તેનું ભાન હોય છે મોટર ચલાવનારને પણ પોતે કયે રસ્તે ચલાવવાનું છે તેનો ખ્યાલ હોય છે પરતુ આપણે ભણેલા છતા આપણને ખ્યાલ નથી હોતો કે આપણે ક્યા જવાના છીએ

વાત એ છે કે શાળાઓમા આપણે બુદ્ધિનુ નહી પણ તર્કશાસ્ત્રનુ શિક્ષણ મેળવીએ છીએ ને તર્કથી પૂર્વ પક્ષ અને ઉત્તર પક્ષ રચવાની શક્તિ જ વધે છે, માત્ર વિચારને ગોઠવવાની

કળા હાથ આવે છે. જેમ કોઈ પિંગળશાસ્ત્રી જુદા જુદા અક્ષર કે માત્રા ગોઠવીને છંદની વ્યવસ્થા કરી શકે છે, જેમ કોઈ સંગીતશાસ્ત્રી જુદા જુદા સ્વરોથી સંગીત યોજી શકે છે તેમ આપણે શિક્ષણ દ્વારા તર્કને ગોઠવવાની કળા મેળવીએ છીએ. મને કેટલાય બી એમસી.ના વિદ્યાર્થીઓ પણ મળે છે જેઓએ વિજ્ઞાનમાંથે માત્ર તર્કનું જ્ઞાન મેળવેલું હોય છે મતલબ કે, જે એમ મનાય છે કે શાળામાં બુદ્ધિનું શિક્ષણ લેવાય છે એ ભ્રમ છે, અને તે કાઢવો જોઈએ, તથા સમજવું જોઈએ કે એ શિક્ષણ બુદ્ધિનું નહીં પણ તાર્કિક શિક્ષણ જ છે. કેવળ તર્કના શિક્ષણથી નિશ્ચય કરવાની તાકાત ઘટતી જાય છે અને આત્મબળ જેવું કંઈ આપણામા નથી રહેતું જીવનનાં મારામાં મારાં વિદ્યાર્થીજીવનના પહેલાં પચીસ વર્ષો નિર્ણય કર્યા વિના જીવીએ તો પછીનાં પચાસેક — સો તો નહીં જ — વર્ષમાં એ પ્રથમના સંસ્કારો નડે તેમા શી નવાઈ?

મોટે ભાગે લોકો રળીને ખાવાની સ્થિતિમાં હોય છે. રળીને ખાવું એ જીવનની મોટી વાસ્તવિક હકીકત છે. આથી આગળથી જ પોતાના જીવનનો માર્ગ નિશ્ચિત થયો હશે તો તથી નિશ્ચયાની સંસ્કારિતા કેળવાશે. એ દરેક વસ્તુમા પોતાના વિકાસની દૃષ્ટિ રાખશે અને પ્રત્યેક કાર્યમા ચાનક રહેશે. પોતાને ક્યા પહોંચવાનું છે એ ન જાણનાર શેમાથી શુ લેવાનો છે? તેથી મને લાગે છે કે નાનપણથી એ નિશ્ચય કરાવવો કે પોતે શુ થવાનો છે. બધા સંસ્કારો જીવનની આસપાસ વીંટાવા જોઈએ એ સંસ્કારોમાંથી એ લલિત કળાકાર થાય કે ઔદ્યોગિક કારીગર થાય પણ તે સારો નાગરિક તો થશે જ. દક્ષિણ આફ્રિકાનો પ્રમુખ જનરલ બોથા કુશળ ભરવાડ પણ હતો જનરલ સ્મટ્સને વિષે પણ આવું જ કહેવાય છે. આનો અર્થ એ છે કે એક માણસ ભલે મોચી હોય, એ પણ રાષ્ટ્રીય મહાસભાનો પ્રમુખ થઈ શકે. મોચી પણ નાગરિક હોય એ જ સાચો નાગરિક છે જે કોઈ પણ ઉપયોગી ધંધામા કુશળ છે. જેનામાં

કોઈ પણ ઉપયોગી ધંધાની નિશ્ચિતતા હોય અને પોતાની આવડતનો અને કાબેલિયતનો ઉપયોગ સમાજના હિત માટે કરી જાણે, તે સાચો નાગરિક છે.

અહીં હું ત્રીજા પ્રશ્નને પણ ભેળવી દઉં છું, કેમ કે તેમાં પણ આ વાત પૂછી છે કે 'હિંદુસ્તાનની આધુનિક પરિસ્થિતિમાં વિદ્યાર્થીને કુશળ કારીગર બનાવવા પર વધારે ભાર મૂકવો કે આદર્શ નાગરિક બનાવવાનો પ્રયત્ન કરવો?'

સારા નાગરિક થવા માટે કોઈ પણ ધંધાની નિશ્ચિતતા આવશ્યક છે, કેમ કે ધંધા વગરનો એટલે વર્ણ વગરનો. કોઈ પણ નિશ્ચિત ધ્યેય વિનાનો વર્ણહીન — ધંધા વિનાનો — નાગરિક ન થઈ શકે. પ્રથમથી જ વિદ્યાર્થીને આ બાબતમાં નિશ્ચિતતા હોવી જરૂરી છે. અત્યારે પ્રાથમિક શિક્ષણમાં લખતાં, વાંચતાં ને ગણતાં શીખવવામાં આવે છે. એ ત્રણ હવે પૂરતાં નથી તેથી તેમાં ચોથું એ ઉમેરું છું કે તે 'મિકેનિક' પણ હોવો જોઈએ. જેને સાદાં ઓજારોનો ઉપયોગ કરતાં નથી આવડતો તેણે પ્રાથમિક શિક્ષણ નથી મેળવ્યું એમ સમજવું જોઈએ. એટલે કે ઓજારોનો સાદો ઉપયોગ એ પ્રાથમિક કેળવણીનો ભાગ ગણાવો જોઈએ. દરેક વિદ્યાર્થીને

૪

# ઉદ્યોગ કે જાતમહેનત?

પ્ર૦— વિદ્યાર્થીને સર્વાંગી કેળવણી આપવા માટે ખાસ ઉદ્યોગનું શિક્ષણ આપવાને બદલે સંપૂર્ણ જાતમહેનતવાળું જીવન ગાળતા શીખવીએ તો કેમ?

ઉ૦— કેવળ જાતમહેનત બસ નથી. એની સાથે ઉદ્યોગ વિના ન ચાલે. આજે ગામડામા જાતમહેનત બધા કરે છે, પણ એ બધુ કામ બુદ્ધિ વગરનુ થાય છે. પરાપૂર્વથી જે રીતે કામ ચાલ્યુ છે તેવી જ રીતે આજે ગામડામા કામ થાય છે. ગાધીજીએ મધુસૂદન દાસના શબ્દોમા એક વાર કહ્યુ છે કે, "આપણો ગામડિયો રાશ પકડીને જે બળદને હાંકે છે તેના જેવો જ થઈ ગયો છે." ગામડિયામા યોજના કે બુદ્ધિપૂર્વક મહેનત કરવાની આવડત નથી. એટલે જાતમહેનતમા પણ કૌશલ જોઈએ. તેથી ઉદ્યોગનું શિક્ષણ મૂકી ન દેવાય. કોઈ પણ એક ઉદ્યોગમા પારંગતતા હોવી જોઈએ. 'સર્વાંગી' શબ્દ આજના ઘણા Slogans — મોહક સૂત્રો — જેવો છે 'સસ્કારિતા, કલા, વ્યક્તિત્વ, વગેરેનો વિકાસ' એ શબ્દો ઘણી વાર અર્થ વગરના લાગે છે નિકામ તો એકાગી હોઈ શકે. સર્વાંગી વિકાસ થયો હોય એવો તો એક ઈશ્વર જ કલ્પી શકાય. બાકી આપણે તો જોઈએ છીએ કે કોઈ પણ શાળા એકાદ નિશ્ચિત વસ્તુમા પારંગત થવાનું શિક્ષણ આપવાનો દાવો કરી શકે છે સર્વાંગી વિકાસ કરાવી આપનારી શાળા હોઈ શકતી નથી.

હરિજનબંધુ, ૩-૧-૧૯૩૭

## ૫

# ધાર્મિક શિક્ષણનું ધોરણ

પ્ર૦—શાળાના અભ્યાસક્રમમા ધાર્મિક શિક્ષણ કયા ધોરણે અપાવુ જોઈએ?

ઉ૦—ગમે તે ધર્મનુ સાચુ શિક્ષણ તો એવુ હોવુ જોઈએ કે જેથી આપણા હૃદય સંકુચિત નહીં પણ વિશાળ બને આપણે એક મહાન સૂત્ર શીખ્યા છીએ કે 'અહિંસા પરમો ધર્મ' માનવજાતિએ સુખસલાહથી રહેવુ હોય તો માનવપ્રાણ પ્રત્યેનો આદર વધવો જોઈએ આજે માનવપ્રાણ વિશે આદર નથી અહિંસાધર્મી જૈનોમાયે પરસ્પર માથા ફૂટે છે ને ધર્મને નામે કેટલાય અનર્થ થાય છે આ બધાના મૂળમા એ વસ્તુ રહેલી છે કે આપણને એ વાત શીખવવામા જ નથી આવી કે મનુષ્ય અવધ્ય છે ઘણી અદાલતોમા વૈષ્ણવ ને જૈન ન્યાયાધીશો થયા હશે તેમાના કોઈએ પોતાના ધર્મને કારણે માનવહિંસાનો ઇન્કાર કર્યાનુ જાણ્યુ નથી જૈન રાજાઓએ પણ યુદ્ધ કર્યા છે આનો અર્થ એ છે કે અહિંસાની શરૂઆત થવી જોઈતી હતી ત્યાંથી નથી થઈ આપણે નાના જીવોમા અને વનસ્પતિમા જીવ જોયો, પણ માનવમા એ દૃષ્ટિએ નથી જોયુ આજે તો યુદ્ધ કરવા જતા સૈન્યને ધર્મગુરુ પોપ આશીર્વાદ આપે છે એમ ઘણા ધર્મગુરુઓને લડાઈને વિશે તિરસ્કાર નથી હોતો.

લઈએ, રેંસી નાખીએ તેમાં હિંસા નથી ગણાતી; પરંતુ સાચી રીતે એ હિંસા જ છે.

અહિંસા એટલે પ્રાણ પ્રત્યે આદર. એમાં અન્ય જીવો સાથે માનવપ્રાણ પ્રત્યેનોયે આદર આવી જાય કોઈ અનિનાર્ય સંજોગોમાં આત્મરક્ષા કરતાં કે બીજી હિંસા થતી અટકાવવા જતાં હિંસા થાય એ અપવાદ ગણી શકાય. પરંતુ ધર્મને નામે જે ઝઘડા થાય છે એમાં ધર્મ નથી. સહજાનંદ સ્વામીએ સ્ત્રી, ધન, સામ્રાજ્ય માટે મનુષ્યની હિંસા ન કરવી જોઈએ એવો આદેશ આપ્યો છે, એમાં ધર્મને નામે પણ માનવહિંસાનો નિષેધ ઉમેરવાની જરૂર છે, અને એવું શિક્ષણ આપવું આવશ્યક છે. મનુષ્યનો વધ ન કરવાનું સ્વીકારીએ તો ધર્મનું સુકાન બદલાઈ જાય.

હરિજનબંધુ, ૭–૩–૧૯૩૭

## ૬

## વર્ગવિગ્રહ વિ૦ અહિંસા

પ્ર૦— આજની સામાજિક અનવસ્થા વર્ગવિગ્રહ દ્વારા દૂર કરી શકાશે કે અહિંસા ને પ્રેમના માર્ગથી? અહિંસાની શક્તિએ માનવતાના વિકાસમાં કેટલો ફાળો આપ્યો છે?

ઉ૦— આપણે જ્યારે હિંસા કરવા માંડીએ છીએ ત્યારે જાણે ભૂલી જ જઈએ છીએ કે આપણે એક જ યોનિના છીએ. કૂતરાં કે વરુને ટોળાબંધ એકબીજાની હિંસા કરતા જાણ્યા નથી. ક્ષણિક ક્રોધમાં પશુઓ હિંસા કરે છે તે જુદી વાત છે. પરંતુ તેઓ આખા ટોળામાં લડાઈ જ કર્યા કરતા હોય એવું જંગલોમાં નથી જણાયું. પણ માણસ તો કૂતરા ને વરુથીયે હિંસતામાં ચડે છે તેથી તે પોતાની જ યોનિના — માનવીના — સંહાર માટેનાં સાધનો ઊભાં કરવા પાછળ અપાર સંપત્તિ અને શક્તિ ખરચે છે કરોડો રૂપિયાને ખરચે સંહારનાં સાધનો તૈયાર થઈ રહ્યાં છે. વર્ગવિગ્રહના

મૂળમાં પણ આવી હિંસા રહેલી છે, કેમ કે વર્ગવિગ્રહના સિદ્ધાંતના પ્રચારમાં માનવ માનવ વચ્ચે અનાદર ઊભો કરવાનો પ્રયત્ન તો હોય છે જ. સામાજિક કે બીજી અવ્યવસ્થા દૂર કરવાનો એ માર્ગ ઇષ્ટ નથી. વ્યવસ્થિત રીતે પ્રેમનો માર્ગ જ ચડે. આજ સુધી લડાઈ, દ્વેષ, સંહારનાં સાધનો પાછળ માણસે પાર વિનાની બુદ્ધિ ને ધન વેર્યાં છે. કોણ જાણે કેટલી બુદ્ધિ ને પૈસો ખરચાયા હશે. પણ ઘરની મા જે જાણે છે તે પ્રેમ — અહિંસાની શક્તિનો વ્યવસ્થિત વિકાસ કરવાનો પ્રયત્ન થયો નથી. કોઈક ઈશુ ખ્રિસ્ત, ભગવાન બુદ્ધ કે ગાંધીજી જેવાએ એ અખતરો કરી જોયો છે. જગતમાં બંદૂકની માણસ મારવાની શક્તિ વધે એવા સુધારા કરવા પાછળ માણસે બુદ્ધિ ખૂબ દોડાવી છે. જ્યારે ગાંધીજીએ થોડા વર્ષની અહિંસાની સાધનાથી સત્તાને શેહ પહોંચાડી છે. એ બેમાં કોણે વધારે સારી શોધ કરી ગણાય?

આજે સંહારનાં વિવિધ સાધનો ઊભાં થતાં જ જાય છે, એ ને માનવી માનતો થયો છે કે સંહારનાં સાધનો અનંત છે તો હું પૂછું છું કે પ્રેમ ને સત્યાગ્રહની શક્તિ કેમ અનંત નહીં? ગાંધીજીએ સત્ય ને અહિંસાની શક્તિનો નવો પ્રયોગ કર્યો અને જગતમાં એ માનવબળને ઉજ્જ્વળ કર્યું. એ જ રીતે સાચી નિષ્ઠાથી બીજા મંડે તો શું કામ આગળ ન જવાય? અહિંસા ને પ્રેમની શક્તિનો માનવીને પૂરો અનુભવ થઈ ગયો છે ને તેની સીમા આવી ગઈ છે એમ માનવાને કયાં કારણો છે? ગાંધીજીએ જે બતાવ્યું તે ત્યાં પૂરું થયું એમ કેમ માની શકાય? આજે કોઈ એમ કહે કે હજુ જુદી જુદી જાતનાં યંત્રો વધશે તો તેમાં કાંઈ આશ્ચર્ય નથી લાગતું પણ એ જ રીતે એમ કહીએ કે પ્રેમ ને અહિંસાની શક્તિ હજુ વધારે વિકસી શકે, તો તેમાં શ્રદ્ધા રાખવી તે બુદ્ધિની બહારની વાત લાગે છે.

ગાંધીજીએ અહિંસાનો માર્ગ લીધો ત્યારે તેની પાછળ સંશોધન આદર્યું. બીજાઓએ આવો પ્રયત્ન ક્યાં કર્યો છે? આપણે જો

છે તેમાંયે પ્રાણી રિબાઈને ન મરે એવા માર્ગ યોજે છે. જોકે એક બાજુએ યુદ્ધસામગ્રીમાં ઝેરી બૉમ્બ વગેરેની ક્રૂર પદ્ધતિઓ વધતી જાય છે; પણ નાગરિક જીવનમાં આ બધી વસ્તુઓ અહિંસાનો વિકાસ બતાવનારી છે. માણસે હિંસા કરી છે અને કરે છે, છતાં એમાં એણે શાન્તિ કે કૃતાર્થતા નથી અનુભવી; કારણ એમાં ખુન્નસ ભરેલું છે. માણસને સ્વભાવથી જ જીવોના દુઃખ ઓછાં કરવામાં સંતોષ મળે છે. અહિંસા શક્તિએ જગતમાં માનવજાતના વિકાસ માટે શો ફાળો આપ્યો છે એ વિષે તમારામાંથી ઇતિહાસના અભ્યાસીઓ ઘણું શોધી કાઢીને એક નિબંધ તૈયાર કરી શકે. એ આખો વિષય ખૂબ રસપ્રદ અને મહત્ત્વનો છે. તમારામાંથી કોઈ કે એ દિશામાં પ્રયત્ન કરવા જેવો છે.

હરિજનબંધુ, ૭-૩-૧૯૩૭

## ૭

## સ્વતંત્રતા અને નિયમન

એક વિદ્યાર્થીએ નીચેનો સવાલ પૂછ્યો છે:

"આપણે સ્વતંત્રતામાં માનવાવાળા છીએ, છતાં શાળાઓમાં વિદ્યાર્થીઓના ઉપર વ્યવસ્થિત કામ કરાવવા નિયમનનો ભાર કેમ મૂકવામાં આવે છે? જો તેઓ સ્વતંત્રપણે કામ ન કરી શકતા હોય, તો તેમ થવાનું કારણ શું છે? એમને સ્વતંત્રપણે કામ કરતા કરવા એ કોની ફરજ છે?"

સ્વતંત્રતામાં માનવાનો અર્થ અરાજકતા કે અવ્યવસ્થામાં પણ માનવું એવો નથી. જે સ્વતંત્રતાને માટે આજે દેશ ચળવળ કરી રહ્યો છે, તે એક ખાસ પ્રકારની જ સ્વતંત્રતા માટે છે. દેશના કારભારોમાં દેશની બહારની પ્રજાઓની દખલગીરી ન હોય તેવી જાતની સ્વતંત્રતાનો આપણો પ્રયત્ન છે

તે ઉપરાંત, દેશનો કારભાર ચલાવવા અમુક બાબતોમાં દરેક નાગરિકને તથા સમાજને પોતાની ઇચ્છા મુજબ વર્તવાની સ્વતંત્રતા હોય એવું આપણે ઇચ્છીએ છીએ એ બાબતો છોડીને બીજી બાબતોમાં નિયમન ન હોય એવો કોઈ ડાહ્યો માણસ ખ્યાલ કરતો નથી એટલે કે, સ્વતંત્ર હિંદુસ્તાનમાંયે વ્યક્તિઓ તથા સમૂહો પર અનેક જાતના અંકુશો, ફરજિયાત કર્તવ્યો વગેરે રહેવાના જ.

જેમ દેશમાં, તેમ જ સંસ્થાઓમાંયે — એટલે કે નિશાળોમાંયે.

મુદ્રારાક્ષસના લેખકે સ્વતંત્રતાની સારી વ્યાખ્યા આપી છે: સ્વતંત્રતા એટલે સારાં કામ કરવાની સ્વતંત્રતા ખોટું કરતા, કર્તવ્યભ્રષ્ટ થતા, ખાડામાં પડતા રોકે તેવું નિયમન સ્વતંત્રતાને વિરોધી નથી.

મતલબ કે, નિયમન હોય જ નહીં એમ વ્યવસ્થિત સમાજ કે સંસ્થામાં બનવાનું નહીં આજ્ઞા કરવાની અને ઉઠાવવાની ફરજો રહેવાની જે સુધારા થઈ શકે તે આજ્ઞા કરવાની, કામ કરાવી લેવાની તથા વ્યવસ્થા રાખવાની રીતમાં થાય અણઘડ શિક્ષક નેતરથી રાખવા પ્રયત્ન કરે, મધ્યમ શિક્ષક લાલચ બતાવીને, અને ઉત્તમ શિક્ષક કળા અને પ્રેમ દ્વારા તેમ કરે નિયમન ખૂંચે નહીં અથવા ઓછામાં ઓછું ખૂંચે એટલું સાધી શકાય.

એટલે એ પણ બધાને ગમશે જ એમ ન કહેવાય. કામમા આળસ કરનાર વિદ્યાર્થીઓ હરિપતાનમા જવા કરતા કદાચ નેતર ખાવાનુ વધારે પસદ કરે એમ બને

બાળકો કે મોટાઓ સ્વતત્રપણે રાજીખુશીથી પોતાની ફરજો બજાવી નથી શકતા તેના ઘણા કારણો હોઈ શકે છે દાખલા તરીકે કામ કરવાની ટેવનો અભાવ, શારીરિક કે માનસિક રોગ, હૃદય બુદ્ધિની જડતા, કોઈક ખરાબ આદત, કાઈક સ્વાર્થ વગેરે એમને સ્વતત્રપણે કામ કરતા કરવા એ ધ્યેય રાખીને નિયામકોએ વર્તવાનું રહ્યુ એ માટે કેવા ઉપાયો યોજવા એનુ શાસ્ત્ર ધીમે ધીમે ખેડાતુ અને વિકાસ પામતું જાય છે

વિદ્યાર્થીઓએ એક વાત જાણી લેવી જોઈએ પરાણે નિયમ પળાવવા પડે એ સ્થિતિ કદી કોઈ શિક્ષકને કે અધિકારીને ગમતી નથી હોતી પ્રેમ સિવાય કોઈ બીજી રીતનો અમલ કરનાર નિયામક પણ તેમ કરતા કોઈ જાતનો આનદ અનુભવતો નથી નિયમ પાળવાની આવશ્યકતાની ફરજમાથી એને જે રીત સૂઝે છે કે આવડે છે તેનો તે અમલ કરે છે

નિયમ તોડનારાઓને સ્વતત્રપણે કામ કરતા કરવાની ફરજ કેવળ નિયામકોની નથી, પણ બરાબર નિયમ પાળનારાઓની એટલે બીજા વિદ્યાર્થીઓ અને નાગરિકોની પણ છે એક વિદ્યાર્થી સ્વતત્રપણે કામ ન કરે તો તેને સુધારવામા બીજા વિદ્યાર્થીઓએ પણ મદદ કરવાની જરૂર રહે છે

શિક્ષણ અને સાહિત્ય ફેબ્રુઆરી ૧૯૪૦

૮

# સંસ્કારી અને અસંસ્કારી બાળકોનો સહવાસ

પ્ર૦— ઘણા માબાપ પોતાના પુત્રને ગરીબના છોકરા જોડે રમવા દેતા નથી. તો શું તે યોગ્ય છે? શું બાળક ઉપર ખરાબ સંસ્કાર પડે છે?

ઉ૦— અહીં ગરીબ શબ્દ આર્થિક હીનતા સૂચવે છે તે કરતા સાંસ્કારિક અથવા જાતિની હીનતા વધારે સૂચવે છે સાધારણ રીતે માબાપો પોતાની ન્યાતજાતના ગરીબના છોકરા જોડે પોતાનાં બાળકને ભળવા દેવામા અડચણ જોતા નથી પણ જેમને તેઓ પોતાના કરતા હલકી જાતના કે હલકા સંસ્કારવાળા ગણે છે તેમની જોડે ભળવા દેતા નથી.

પણ, ઘણુખરુ, આમા મિથ્યાભિમાન જ હોય છે. ભળનારા છોકરા કેવા સ્વભાવના છે તે ઉપર જ બધો આધાર રહે છે. નાનપણમા મારા પિતાના એક હમાલનો છોકરો મારો નિકટ મિત્ર હતો એની સાથે બીજા પણ બે ત્રણ હમાલના છોકરા મારી સાથે રમતા એ છોકરાઓએ મને કોઈ ખરાબ ટેવ શીખવી હોય એ મને યાદ નથી. એનો પ્રેમ મને હજી સાભરે છે પણ જે નિકટના સગા વહાલાના છોકરાઓ જોડે હુ ભળ્યા હતો, તેમની પાસેથી તો હુ ઘણા દોષો શીખ્યો એકની સાથે રહીને મે એને એક બે નાનકડી ચોરી કરવામાયે મદદ કરેલી કુટેવો શીખવનાર ઘણુખરુ પોતાના સગાવહાલાના કે સમાન દરજ્જાના જ છોકરાઓ હોય છે પેલો 'ગરીબ'નો છોકરો ખરાબ ગાળ બોલે તો હું એમ સમજુ કે, એની જાતમા બોલવાની ટેવ, માટે એનાથી બોલાય, આપણાથી ન બોલાય હુ એને કહુ કે ગાળ કાઢવી નઠી એ માની લે પણ સગાના છોકરા બોલે ત્યારે હુ તેને રોકવા જઉ તો કહે કે, હવે

બેસ, ડાહ્યા; ન ગમતું હોય તો અમારી જોડે રમવા ન આવતો. પછી રમવાની ગરજે હું એમની ભૂંડી ભાષા સહન કરતો અને તેમાં થોડોક રસ પણ લેતો ગયો. આ તો સમાન દરજ્જાના છોકરાઓએ આપેલા કુસંસ્કારોનો થોડોક પ્રકાર જ છે. મોટેરાઓ એવો અંધવિશ્વાસ રાખતા હોય છે કે, તેમનાં અને તેમની સમાન દરજ્જાનાં બાળકોનાં કોઈ અપલક્ષણો હોય જ નહીં. પણ કુસંસ્કારો ઘણી વાર સમાન દરજ્જાના છોકરાઓમાંથી જ દેખાય છે.

આથી આમાં ગરીબ-તવંગર, કે ઊંચી-હલકી જાતનો ભેદ કરવો બરાબર નથી. પોતાનો છોકરો કેવો છે અને તેના સોબતીઓ કેવા છે તેનો વ્યક્તિગત અભ્યાસ કરીને જ, તેમની સોબત રહેવા દેવી ઇષ્ટ છે કે અનિષ્ટ, તે ઠરાવવું જોઈએ.

શિક્ષણ અને સાહિત્ય, ઑક્ટોબર ૧૯૪૦

# ગાંધીજીનાં પુસ્તકો

| | કિંમત |
|---|---|
| અનાસક્તિયોગ | ૦-૮-૦ |
| આત્મકથા | ૨-૦-૦ |
| સંક્ષિપ્ત આત્મકથા | ૧-૦-૦ |
| આરોગ્યની ચાવી | ૦ ૧૦-૦ |
| આશ્રમજીવન | ૦-૬-૦ |
| એક સત્યવીરની કથા | ૦-૨-૦ |
| ગાંધી-વાઈસરૉય પત્રવહેવાર | ૨-૮-૦ |

## અન્ય ઉપયોગી પુસ્તકો

કેળવણીના પાયા
ઊધઈનું જીવન
ગીતામંથન
જીવનશોધન
સંસાર અને ધર્મ
સમૂળી ક્રાન્તિ
સ્ત્રી પુરુષ મર્યાદા
બાપુની ઝાંખી
ગાંધીજી સાથે ગોળમેજીમાં
સરદાર વલ્લભભાઈના ભાષણો
મહાદેવભાઈની ડાયરી–૧
મહાદેવભાઈની ડાયરી–૨
મહાદેવભાઈની ડાયરી–૩
જીવનનું પરોઢ
બાપુની પ્રસાદી
ગાંધીજીની સાધના
શ્રાદ્ધના તેર દિવસ
ગાંધી સાહિત્ય સૂચિ